બાળ પુસ્તકમાળા પુસ્તક બીજું.



# ભોળી જમના

ઇન્દ્રપ્રસાદ ભટ્ટ

મણિલાલ ઠાકર

બાલ પુસ્તકમાળા : પુસ્તક બીજું

# ભોળી જમના

ઈન્દુપ્રસાદ ભટ્ટ
મણિલાલ ઠાકર

પ્રકાશક :
જીવનલાલ અમરશી મહેતા

કીંમત આઠ આના

એજન્ટ :—

જીવનલાલ એન્ડ સન્સ

૩૯૪ કાલબાદેવી, ભાટીયા મહાજનવાડી—

મુંબઈ



પ્રકાશક :

જીવનલાલ અમરશી મહેતા; અમદાવાદ



આવૃત્તિ ૧ :: પ્રત ૧૬૦૦ :: ઇ. સ. ૧૯૩૦.

મુદ્રક :—
ધી "સૂર્યપ્રકાશ" પ્રિ. પ્રેસમાં
પટેલ મૂળચંદ ત્રીકમલાલે છાપ્યું.
પાનકોર નાકા : અમદાવાદ.

# આમુખ

આપણા બાળસાહિત્યમાં સળંગ લાંબી કથાઓ પ્રમાણમાં ઓછી છે. પૌરાણિક કથાઓમાં નાનાભાઈની કર્ણ તથા પાંચાલી, મોંઘીબહેનની શકુન્તલા, ને ચંદ્રશંકરની નળ–દમયંતી. સાહસ કથાઓમાં ચંદ્રશંકરની કુમાર વીરસેન ને સિંદબાદ. ભૌગોલિકમાં ગિજુભાઇની રખડુ ટોળી. પરીકથાઓમાં હંસાબહેનનો બાવલો, કૃષ્ણપ્રસાદની જાદુઈબાગ ને બાલજીવનની હંસરાણી. સામાજિક સળંગ કથાઓની ખોટ પૂરવાનો આ એક નમ્ર પ્રયત્ન છે.

વાર્તાનું વસ્તુ ને કલેવર અંગ્રેજીમાં Simple Susan નામની બાળ નવલકથા છે તેમાથી લીધું છે. આપણા સમાજને લક્ષમાં રાખીને ઉચિત ફેરફારો કર્યા છે. એ પ્રયત્નમાં કેટલી સફળતા મળી છે તે બાળકો નક્કી કરે.

ઇન્દુપ્રસાદ ભટ્ટ

મણિલાલ ઠાકર

# અનુક્રમ

૧

# નોરતાં

દયાળજીભાઈ જમનાના બાપ થાય. એમણે ઈનામ-દાર પાસેથી એક ખેતર સાંથે લીધેલું, તેમાં જાત મહેનત કરીને બાર મહીનાની ખાધા ખરચી પકવી લે. એ બહુ સીધી લીટીના માણસ. પોતે ભલા ને પોતાનું ખેતર ભલી. બીજા કોઈ કામમાં કશી લપ્પન છપ્પન નહિ. ખેતરમાંથી આવે એટલે ઘેરના ઘેર.

ગંગાબાઈ જમનાનાં મા થાય. સવારની સાંજ પડે, પણ એ એમના કામમાંથી ઉંચાં ના આવે. ગાય ભેંશનાં દૂઝણાં, એમનાં છાણવાશીદાં ને વલોણાં, ખાવાંપીવાં, નહાવાંધોવાં, ને પેટ ત્રણ છોકરાં. એમનાં ગોળિયાં ને ઘેંશ આખા ગામમાં વખણાય. પણ શરીરે એકવડા કોઠાનાં, તે મહીનો માસ થાય ને

પથારીમાં પડયાંજ છે. શું એમનો સ્વભાવ! આખું ગામ એમની પાછળ ગાંડું ગાંડું થઈ જાય.

જમના જેવી આખા ગામમાં કોઇ છોકરી નહિ, ને એના જેવી કોઈને મા નહિ.

ભીખો ને હીરો એ બે જમનાના નાના ભાઈ.

આસો સુદ પડવાની સાંજ છે. આજથી નોરતાં શરૂ થાય છે. આખા ગામનાં નાનાંમોટાં છોકરાં માતાની દેરીએ ભેગાં થયાં છે. રાતરે ગરબાની રમઝટ જામશે. તે પહેલાં ગરબો લઇને છોકરાં ઘેરઘેર ગીત ગાતાં ફરશે. કોઇ તેલ આપશે તો કોઇ ઘી, કોઇ સાકરિયા ચણા તો કોઇ પતાસાં, કોઈ પાઇ તો કોઇ પૈસો આપશે; ને ગરબા પૂરા થાય ત્યારે લહાણીઓ વહેંચાય તે તો જૂદી. બધાં છોકરાં ઘેરઘેર તેલ ઉઘરાવવા નીકળે ત્યારે માતાનો ગરબો બધાંની માનીતી છોકરી લે. અત્યારે બધાં છોકરાં માતાનો ગરબો કોણ લે તે નક્કી કરવા એકઠાં થયાં છે.

માતાની દેરીની પાછળ જમણે હાથે જમનાનું ઘર છે. પાસે એક નેળ છે. નેળને બીજે પાસે કાળીદાસ શેઠના બગીચાને ફરતી ઇંટેરી ભીંત છે.

શેઠ બહુ વઢકારા. એવા વઢકારા કે ગામના બધાય લોક એનાથી બીએ. શેઠે પોતાના બગીચાને

ફરતી ભીંત તો ચણેલી, પણ સહેજ નીચી; તે કોઇનું ઘેટુંબકરૂં ઠેકીને પેસી શકે. ને ભૂલેચૂકે જો કોઇનું કંઇ પેસી જાય તો શેઠ એની સાત પેઢી સંભારતા સંભારતા ડબામાં પૂરી આવે.

દેરીને ડાબે પાસે શેઠનું ખેતર. ખેતરમાં કેટલીએ પગથીઓ. શેઠ કોઇને એ પગથીએથી જવા ના દે. ખેતરની વાડ સહેજ ભાગેતૂટે તો તરત થોરિયાથી પૂરી દે, ને પાસે મોટાંમોટાં રોડાં નાખે કે ભૂલેચૂકે કોઈ ત્યાં થઇને જાય તો ફરી એ રસ્તે જવાની ખો ભૂલી જાય. ગામનાં છોકરાં એ શેઠથી એટલાં ત્રાસી ગયેલાં કે એ ખેતરની પાસેજ એટલે માતાની દેરી-વાળા ચોકમાં મોઇદંડા કે ગેડીદડા રમે નહિ. વખતે શેઠના ખેતરમાં મોઇ કે દડો જાય તો શેઠ ના પાછો આપે કે ના કોઇને એ લેવા જવા દે.

શેઠને એક છોકરો ને એક છોકરી. નવદસ વરસ-નાં થયાં ત્યાં સુધી શેઠને એમને નિશાળે મોકલવાનો વિચાર સરખોય ના આવ્યો, કારણ શેઠને રાત ને દહાડો પૈસા પૈસા ને પૈસા. એટલે છોકરાં રખડી રખડી-ને વનેરાં થઇ ગયાં. પણ હમણાં થોડા વખતથી તો શેઠે છોકરાને હિસાબકિતાબ શીખવવા ગામઠી નિશાળે બેસાડયો છે, ને છોકરીને કન્યાશાળામાં મૂકી છે.

સાથે સાથેજ શેઠે છોકરાંને ગામનાં બીજાં છોકરાં સાથે રમવાકરવાની તેમ હરવાફરવાની બંધી કરી.

ગામના છોકરાં તો ઊલટાં રાજી થયાં. શેઠની કીકી એમને વહાલી નહોતી. કીકી એમના ભેગી રમતી ત્યારે રોફ બહુ મારતી, ને આવડે ના આવડે તોય આગળ પડતો ભાગ લેતી. એ કહે એમ બધાં છોકરાં ના કરે તો ખીજાતી ને બધાંને પોતાની શેહમાં તાણવા જતી.

કીકી ના ગઇ એટલે બધાંને તો ભાવતુંતું ને વૈદે કહ્યા જેવું થયું, તે જોઈને કીકી ચીડાવા લાગી. એનાં નવાં પોલકાં ને ફરાક તરફે કોઇ જોતું નહિ, એ વિચાર કીકીને સાલતો.

કીકીને જમના તરફ મુદ્દલ વહાલ નહિ. આખું ગામ એને ચાહે, એ જોઇને એ બળી જતી, પણ એનું શું વળે?

કીકી ને જમનાનું ઘર સામસામે. એટલે જમના શું કરે છે તે કીકી બારીએ બેઠીબેઠી જોઇ શકતી. કોઇવાર જમના પોતાના વાડામાં ક્યારા ખોદતી હોય, તો કોઈ વાર નકામું ઊગેલું ઘાસ નીંદતી હોય; તો કોઈ વાર પાળેલાં ઘેટાંબકરાંને પાલો ખવડાવતી હોય, તો કોઈ વાર એના વહાલા રાજારામ પોપટને જમરૂખ

ખવડાવતી હોય; કોઇવાર ઝાડ ઉપર બાઝેલો મધપૂડો જોતી હોય, તો કોઇ વાર ઘાસમાં ચટાઇ નાખીને બેઠી બેઠી શીવતી હોય.

ગંગાબાઇ ને જમનાને આખા ગામનાં લોક ચહાતાં. જમનાના ઘર આગળજ માતાની દેરીના ચોકમાં નોરતાંમાં ગરબા ગવાતા, ને સામાન્ય રીતે જમનાજ માથે ગરબો લેતી. આ વર્ષે કોણે ગરબો લેવો તે આજે નક્કી થવાનું હતું. આથમતો સૂરજ જમનાના વાડાની વાડ ઉપર ચઢાવેલી વેલોમાંથી ડોકિયાં કરી રહ્યો હતો. કીકી એના બગીચામાં ફરતીતી, તે છોકરાંની વાતચીત સાંભળીને એની નાની દીવાલ ઉપર ડોકું કાઢીને જોવા લાગી.

'જમના ક્યાં છે?'

'હા, હા, જમના ક્યાં છે? આ તપાવેલું નગારૂં કેવું વાગે છે તે એને બતાવવું છે,' પાસેજ સળગાવેલી તાપણીએ બેચાર છોકરા બેઠેલા, તેમાંથી ભીમો બોલી ઊઠયો.

'હમણાં આવશે. મેં એને ગાયનાં ધણ પાછાં વળે ત્યારે આવવાનું કહ્યું તું,' માંડવડી શણગારતી એક છોકરી બોલી.

'એ નહિ આવે ત્યાં સુધી આપણને કંઇ સમજ

પડવાની નથી. એ હોય છે ત્યારે જ ગરબો કેમ કોરવો ને માંડવડી કેમ શણગારવી તે જાણે સહેલું થઇ જાય છે.'

'પણ આ સૂરજ આથમવા આવ્યો ને હજી સુધી હારગજરા ભરવાનાં ફૂલજ આપણે તો આણ્યાં નથી. એ આવે તો તરત બતાવે કે કયાં ફૂલ ક્યાં જડશે.'

'ને હારગજરા કેમ ગૂંથવા તેય એ બતાવશે ત્યારે.'

'આપણે તો આ વખતેય જમનાની પાસે ગરબો લેવરાવવો છે,' પાંચ સાત જણ સાથે બોલ્યાં.

'અરે પણ હજી જમના કેમ ના આવી?'

જમનાની સહિયર રાધા આગળ આવી ને કહે, 'આજકાલ ગંગામા માંદાં રહે છે એટલે એને મોડું થયું હશે.'

'ત્યારે જા, રાધા, તું જઈને જોઇ આવ,' અધીરો થયલો ભીમો ને મેના બે સાથે બોલ્યાં.

'શેઠ આજે ઇનામદારને ત્યાં ચા પીવા ગયા છે, તે પાછા આવતાં આપણને અહીં જોશે તો વઢશે. એ કહે છે કે 'આ નેળ ને આ માતાનો ચોક એમનો છે,' પણ દયાળજીભાઈ કહે છે કે 'આ જમીન તો આખા ગામની માલકીની છે.' શેઠને આ જમીન મફતની

પડાવી લેવી છે. એ આપણા ગામમાંથી એનું મોં કાળું કરે તો હું આ માતાને ઘીનો દીવો ને નાળિયેર ધરૂં. અરે ગઇ કાલનીજ વાત. કીકી મને જોતી ના હોય તેમ ધક્કો મારીને આગળ ગઇ,' ભીમે કહ્યું.

'હા, હા,' મેનાએ હાજિયો પૂર્યો, 'જાણે જોતી ના હોય તેમ રસ્તામાં ચાલે છે. એનાં ઘાઘરીઓઢણી ધૂળમાં રોળાય છે, પણ ઊંચાં લેતી નથી. એટએટલાં નવાં ને ભાતીગળ કપડાં પહેરે છે, પણ જમનાથી અર્ધીયે રૂપાળી દેખાતી નથી. હું એના જેટલી પૈસાદાર હોઉં તોય એના જેવી થવાની ઇચ્છા ના રાખું. મારી બા મને કહે છે, 'બેટા મેના, જમના જેવી થજે,' ને ખરે મારે એવી થવું છે.'

કીકી હજી દિવાલ ઉપરથી જોતી હતી તે આ બધું સાંભળતી હતી.

આ બધો વખત રાધાની ધારણા પ્રમાણે જમના ઘરમાં કામ કરતીતી. આજે દયાળજીભાઇ બપોરના ઘેર આવ્યા નહુતા, તે મોડામોડા હમણાંજ આવ્યા. ખાવાનું તો ક્યારનુંય ઠરી ગયું હતું. જમનાએ ચૂલો અઓટ કરી લીધો હતો. ફરી દેવતા પાડીને એણે ઊનું પાણી મૂકી રાખ્યું હતું, તેમ ઊનાઊના રોટલા ને શાક કરવાની બધી તૈયારી પણ કરી રાખી હતી. પણ

દયાળજીભાઈ તો જાણે એ જોયું ના હોય તેમ બેઠા. ને જ્યારે ગંગાબાઇએ એમને 'કેમ છો' પૂછયું ત્યારે જવાબ ન દેતાં નિસાસો નાખી લાંબા થઇને સૂતા.

જમનાએ તાંબાકૂંડીમાં નહાવાનું પાણી કાઢી બહાર વાડામાં મૂક્યું, પાસે નાની ઓટલી ઉપર બદલવાનું પંચિયું મૂક્યું, પણ દયાળજીભાઈ સૂતાં સૂતાં બોલ્યા, 'બેટા, નકામી કંઈ મહેનત ના કરતી.'

'પણ બાપા, કેવું ગરમ પાણી છે! નહાશો તો ડીલ હળવું ફૂલ થઇ જશે ને થાક ઉતરી જશે. પછી ઊનોઊનો એકાદ રોટલો ને થોડુંક શાક જમી લો.'

'પણ મને રૂચિ નથી.'

'આખા દિવસના કામ પછી રૂચિ ના હોય એવું બને ખરૂં, બાપા?'

ઉત્તરમાં કંઇ પણ બોલ્યા વિના દયાળજીભાઇએ કાઢેલો ફેંટો માથા નીચે મૂક્યો, કેડિયું પહેરેલું હતું તે કાઢી નાખ્યું, ને જાણે અમૂંઝણ થતી હોય તે દૂર કરવા ધોતિયાનો એક છેડો બે હાથે ઝાલી પવન ખાવા લાગ્યા. ગંગાબાઇ બિચારાં આખા દિવસના કામથી થાકીને લોથ થઇ ગયાં હતાં, તે દયાળજીભાઇને આમ ઠંડા થઇ ગયલા જોઇને ફીક્કાં પડી ગયાં.

જમનાએ પાસે બેસીને લાડ લડાવતાં લડાવતાં

બાપાને જમવાનો આગ્રહ કર્યો. હા ના હા ના કરતાં છેવટે દયાળજીભાઇએ કહ્યું, 'બેટા, આપણો રાજારામ પોપટ લાવે તો એને જમાડીને હું બેત્રણ કોળિયા ભરૂં.'

જમના રાજી થઈ ગઈ ને રાજારામને લેવા ઘર બહાર પાંજરા ભણી દોડી. પણ પોપટ પાંજરામાં નહોતો. એ તો શેઠના બગીચામાં ઉડી ગયોતો ને સામે આંબાના ઝાડ ઉપર બેઠો હતો.

વાડાની બહાર નીકળી નેળમાં થઇને જમના શેઠના બગીચાની ઈંટેરી ભીંતના નાને ઝાંપે ગઈ ને કીકીને આમતેમ ફરતી જોઇને પૂછ્યું, 'બહેન, મારો રાજારામ ઊડતો ઊડતો આવીને પેલા આંબા ઉપર બેઠો છે તેને અંદર આવીને પકડું ?'

આ વખતે કીકી, છોકરાં માંયમાંય જે વાતચીત કરતાંતાં તેના વિચારમાં ફરતી હતી, એટલામાં બધાની માનીતી જમનાનો સાદ સાંભળીને ચમકી. એણે ચીડાઇને કહ્યું, 'શું, મારા બગીચામાં તને પેસવા દઉં ? એ પોપટ તો હું જ રાખીશ. અહીં આમ છાનોમાનો પેસી જાય છે ને પછી ઝાડપાનની ખરાબી કરે છે, તે મારા બાપા કહેતા હતા તેમ પાછો નહિ આપું.'

કીકીએ ભૈયાને બોલાવ્યો ને એને પોપટ પકડવાનું કહ્યું.

'રાજારામ! રાજારામ!' જમનાએ પોપટને બોલાવ્યો, પણ ગભરાઈ ગયેલો પોપટ જમના પાસે આવે ત્યાર પહેલાંજ લૈયાએ એને પાછળથી પકડી લીધો.

'હવે નુકસાનીનો બદલો લીધા વિના ના છોડું,' કહેતી કીકીએ એને પોતાના હાથમાં લીધો.

'પણ બહેન, એણે તમારા બગીચામાં શું બગાડયું તે કહેશો? ભલે, ના કહેશો. બોલો, નુકસાનીમાં તમારે શું લેવું છે!'

'એક રૂપિયો.'

'ના બહેન, એમ આખો રૂપિયો મારી પાસે ક્યાંથી હોય? લો, આ પાવલી.'

'નહિ ચાલે, જા રૂપિયો લઈ આવ,' કહીને કીકી પૂંઠ ફેરવીને જવા લાગી.

'અરે, પણ બહેન, સાંભળો તો ખરાં.'

'તે તારે માટે અમે નવરાં હઇશું કેમ? રાજારામ જોઇતો હોય તો લાવ રૂપિયો, નહિ તો ટકટક ના કર. તારે રસ્તે પડ.'

'બહેન, મારી પાસે એકજ પાવલી છે, ને તમે કહો છો એ નહિ ચાલે,' બોલતાંબોલતાં જમનાની આંખમાં આંસુ આવી ગયાં.

રાજારામ ભૈયાના જમ જેવા હાથમાં તરફડિયાં મારતો હતો.

જમના રોતી રોતી ઘેર ચાલી. નેળમાં એને રાધા મળી. એ એને માતાની દેરીએ તેડી જવા આવી હતી. 'જો બધાં માતાના ચોકમાં ભેગાં થયાં છે, તે હું તને તેડવા આવી છું. તારા વિના અમારૂં ગાડું અટકી પડયું છે. ને જો, આ વેળા ગરબો તારે લેવાનો છે. ચાલ, ઝટ કર. પણ આ શું? તું કેમ રૂએ છે?'

'બહેન મારી રાહ ના જોશો. કારણ મારાથી અવાય એમ નથી. ને મેનાને કહેજે કે ગજરાનાં ફૂલ ડાબા હાથની બીજી નેળમાં કૂવા પાસે છે તે લઇ આવે. હારનાં ફૂલ તો થોડાં મારા વાડામાંથી લઇ જજો ને બીજાં ભગાપટેલના વાડામાં છે. મારા બાપને મારૂં કામ છે એટલે મારે માટે ખોટી ના થશો. રામરામ, રાધાબહેન!'

'પણ એમ ઉતાવળ ના કર, બહેન. કહે તો ખરી શું થયું.'

'કંઇ નહિ બહેન. મારા બાપ રાજારામ વિના જમવા બેસવાના ના હોત તો તો કંઈ ચિંતા નહોતી. મને એવી ચીડ ચડે છે, જાણે એની

પાંખોજ કાપી નાખું, તે ઊડીને ફરી ત્યાં જાયજ નહિ. પણ હશે, થવાનું હતું તે થયું,' કહી આંસુ લોતી લોતી ચાલી.

પણ આખરે રાધાએ એની પાસેથી જાણી લીધું કે જમનાનો રાજારામ પોપટ કીકીએ પકડયો હતો તે પાછો આપતી ન હતી, ત્યારે એના મોં ઉપર રતાશ આવી ને એ વાતની ખબર એનાં સાથીઓને કરવા એ દોડી ગઇ.



૨

# અશુભ સમાચાર

જમના ઘરમાં પેઠી તે વખતે દયાળજીભાઇ સૂતા હતા, ત્યાં પાસે ચાકળો લઇને ગંગાબાઇ બેઠાં ને બોલ્યાં, 'કેમ, આજે તમે આમ કેમ થઈ ગયા છો?'

'લે, સાંભળ તને કહું,' કહી દયાળજીભાઇ બેઠા થયા.

જમના આ ગુસપુસ ગુસપુસ થતી વાત સાંભળી બહાર જવા લાગી, એટલે દયાળજીભાઈ કહે, 'જમના, અહીં આવ. તારાથી કશું છાનું નથી,' કહીને એને પોતાના ખોળામાં બેસાડી. 'આજે તને મારાથી ખોટું લાગ્યું છે નહિ? હું ચીડાઇ ગયો હતો.'

પછી દયાળજીભાઈએ રાજાજીને ત્યાં એકએક વરસ કામ કરવા માટે ખેડુતોને વારાફરતી જવું પડે

છે તે કહ્યું. એમ વરસોવરસ કોણે જવું તેની ચિઠ્ઠીઓ ઉપાડવામાં આવે છે. પૂનમના પડવાથી નવું વરસ શરૂ થાય ત્યારે કોને કોને જવાનું તેની ચિઠ્ઠીઓ ગઈ પૂનમે નાખી હતી. જે ખેડુતો અઢાર વરસથી નાના હોય ને ચાળીસથી મોટા હોય તેને મુક્તિ મળે. પડે. હવે તમે જાણો છો કે હજી બે મહીના પછી મને ચાળીસ પૂરાં થશે. ખીમજીભાઇ ને નાથજીભાઈ કહે, 'ચાળીસ થઈ ગયાં છે એમ લખાવી દોને, ભલા માણસ.' પણ સત્ય તે સત્ય ને ગમે તેવા સંજોગો પણ સત્ય બોલવું જોઇએ. જ્યારે ચિઠ્ઠીઓ ઉપાડવામાં આવી ત્યારે એમાં મારૂં નામ પણ નીકળ્યું.

આવું મોટું કુટુંબ મૂકીને એક વરસ બહાર જવું ને તેય તારી આવી સ્થિતિમાં એ મને લાગી આવ્યું. હા, એક રસ્તો છે. પણ મારે બદલે જે જાય તેને મારે સો રૂપિયા દેવા પડે. તો મારાથી ઘેર રહેવાય. આ વર્ષે પાક સારો ઉતર્યો ત્યારે આપણા બે બળદ કોણ જાણે કેમ દશદશ દહાડાને આંતરે મરી ગયા.

એટલે હું કાળીદાસ શેઠ પાસે ગયો ને ઈનામદારને ખાતે સો રૂપિયા ધીરવાનું કહ્યું. તે કહે 'આ ઘર ગીરો લખી આપો તો રૂપિયા ધીરૂં.' ને આપણે એક વરસમાં રૂપિયા પાછા ન ભરીએ તો એ ઘરનો કબજો લે.

હવે આ વાત તો અંધારી પાંચમે થઇ. પણ આજ બપોરે શેઠ મળ્યાતા તે કહે, 'ગીરો દસ્તાવેજમાં સહેજ ભૂલ થઈ છે તે ઇનામદાર ધારે ત્યારે આ ઘર ખાલી કરાવે. પણ હુમણાં એ ખાલી કરાવવા માગતા નથી.'

દયાળજીભાઇ નિસાસો મૂકીને અટકી ગયા ને ગંગાબાઈ તથા જમના એમના સામું પડેલે મોઢે જોઈ રહ્યાં.

'ને મારે હવે પંદર દહાડા પછી જવું પડશે.'

'ખરે?' ગંગાબાઇ બોલ્યાં, 'બેટા જમના, જાને જરા વીજણો લઇ આવ.

જમના પંખો લઈ આવી, ને મા તથા બાપ બેની વચમાં બેસીને પવન નાખવા લાગી. તાજી હવાથી ગંબાબાઈ સ્વસ્થ થયાં, એટલે એમણે કશું છૂપાવ્યા વિના બધું કહેવાની આજીજી કરી.

દયાળજીભાઇ એમનાથી કશું સંતાડવા માગતા નહતા, કારણ એ કહેતા 'સ્નેહમાં કશું ગુપ્ત હોય નહિ.' એ માનતા કે હમેશાં હર વખતે સત્યજ બોલવું જોઇએ, પણ આજના જેટલું કદીએ એમને સત્ય બોલવું અઘરૂં લાગ્યું નહતું.

વાત આમ બની. આજે દયાળજીભાઈ ખેતર માંથી ઘેર પાછા આવતા હતા ત્યારે શેઠ ઈનામદારને ત્યાં જતા હતા. આજ દી સુધી અનંતરાય ઈનામદાર હતા, પણ હવે એ ગુજરી ગયા એટલે બધી મિલ્કત એમના ભાણેજ નવનીતરાયને વારસામાં ઉતરી હતી.

કાળીદાસ શેઠ આજ સુધી ઇનામદારને ત્યાં મુનીમ હતા, અને આ નવા ઇનામદાર એમનેજ કાયમ રાખે એમ ઈચ્છતા. જાગીરમાં ઘણાં ખેતર હતાં, એટલે સાંથ ભાગનાં ખત તરફ શેઠને ધ્યાન આપવું પડતું, તેમજ સાંથના રૂપિયા ને ભાગના દાણા પણ એમને ઉધરાવવા પડતા. કમનસીબે શેઠની બોલવાચાલવાની રીત તોછડી હતી, એટલે ઘણીવાર એ ગરીબ ખેડુતો-ને ન કહેવાનું કહેતા. આજે કાળીદાસ શેઠે દયાળજી-ભાઇને રસ્તામાં રોક્યા, ને કહ્યું, ' કામ ના હોય તો મારી સાથે જરા આમ ચાલોને. મારે થોડીક વાત કરવી છે. જૂઓ, આપણા બેના ઘરની વાડો વચ્ચે નાની નેળ છે તે, ને પેલા વડવાળો ચોક, એ બે હું મારા બગીચામાં ભેળવી દેવા માગું છું. મેં સાંભળ્યું છે કે તમે બધે કહેતા ફરો છો કે એ જમીન મારી નથી, એનો શું અર્થ ? '

' કે એ જમીન તમારી ન હોય. '

આ જવાબ સાંભળીને શેઠ એવા ગુસ્સે થઈ ગયા કે તેજ ક્ષણે એમણે દયાળજીભાઇને બને તેટલા હેરાન કરવાની મનમાં ગાંઠ વાળી.

'તો ગઇ પાંચમે તમને આપેલા સો રૂપિયા કાલે સવારે ભરી જજો.'

'એ તો તમને ખબર છે, તે પ્રમાણે મેં મારે બદલે રાજાજીને ત્યાં જનાર ખેડુતને આપી દીધા છે. પણ હજી એ ગયો નથી એટલે એ પૈસા પાછા ભરી શકાશે ને હું જાતે જઈશ.'

શેઠે આ ઉત્તરની આશાજ રાખી નહતી. એટલે ભલા થવાનો ડોળ કરીને એ બોલ્યા, 'ના, ના, એમ તમને હેરાન કરવાની મારી ઇચ્છા નથી. ભલા માણસ, એ ચોક તમે તમારી જમીનમાં તો ભેળવવાના નથી ને ?'

'ના. કારણ એ મારો નથી.'

'તો હું મારા બગીચામાં ભેળવું તેમાં તમને શું નુકસાન ?'

'કારણ એ તમારો નથી. એ ચોક તો આખા ગામનો મજિયારો છે. સત્ય તે સત્ય.'

'ને દેવું તે દેવું. કાલે પેલા સો રૂપિયા ભરી જજો.' ગુસ્સે થઇને શેઠ બરાડયા.

ભારે હૈયે દયાળજીભાઈ પાછા વળ્યા. તરતજ એ, જે ખેડુત એમને બદલે રાજાજીને ત્યાં જવાનો હતો તેને ઘેર ગયા. એણે તરત પૈસા પાછા આપ્યા ને કહ્યું, ' એ પૈસા મેં અકબંધ મૂકી રાખ્યા હતા, પણ દયાળજીભાઇ, બહુ ખોટું થયું. '

જેવા રૂપિયા મળ્યા કે તરત જ દયાળજીભાઈ આડફેટ રસ્તે થઇને ઈનામદારને ત્યાં ગયા, ને રૂપિયા ભર્યાની પહોંચ લઇ લીધી. પાછા ફરતાતા ત્યાં શેઠ કહે, ' પણ થોભો, તમારો ગીરોદસ્તાવેજ તો ભૂલી ગયા. '

' હા, સરતચૂક થઈ ગઈ. લાવો પાછો. '

' માફ કરો, દયાળજીભાઇ. એ પાછો આપી શકાય તેમ નથી. મેં તમને કહ્યુંતું તેમ એમાં ભૂલ થઈ છે. તે તમે પૈસા ભરો યા ન ભરો, પણ એ ઘર એક વરસ પછી ખાલી કરવું પડે એમ છે. ઈનામદારને બતાવવા હાલ તો એ દસ્તાવેજ હું રાખી મૂકું છું. એમના મામાના વખતમાં જેમ હું બધાં ખેતરપાદરનો વહીવટ કરતો તેમ હવે પણ કરીશ એમ મને લાગે છે. તો મને પેલો ચોક ને સાંકડી નેળ બે મારા બગીચામાં ભેળવવા દો. '

દયાળજીભાઇ બોલ્યાચાલ્યા વિના નિરાશ થઇને ઢસડાતા ઢસડાતા ઘેર આવ્યા.



૩

# ગરબો

દયાળજીભાઈની વાત સાંભળવામાં જમના બધું વીસરી ગઇ અને આ આખાય વખત દરમિયાન આ આઘાત મા કેમ ઝીલશે તે વિચાર એને આવ્યા કર્યો.

ગંગાબાઇ આખા દિવસના કામથી થાકી ગયાં હતાં. તેમાં આ બધી વાત સાંભળીને એ હેબતાઇ ગયાં ને જાણે એકાએક અમૂંઝણ ઉપડી આવતી હોય તેમ અકળાવા લાગ્યાં, ને પાસે બેઠેલા દયાળજીભાઇના જમણા ખોળામાં માથું નાખીને પડયાં. જમના તરત સમજી ગઇ. તે થોડુંક તેલ લઈ આવીને માની છાતીએ ચોળવા મંડી ગઈ. થોડી વારે શેક કરવા શગડી લઇ આવી. ધીમે ધીમે અમૂંઝણ ઓછી થતી ગઇ ને ગંગા-

બાઇને બાપ દીકરીએ ઊંચકીને પથારીમાં સૂવાડયાં કે તરત ઊંઘી ગયાં.

અંધારૂં થયું હતું. દીવાબત્તી થઈ ગઈ હતી. પાસે માતાની દેરીએ આરતી થતી હતી, તેના ઢોલ ને ઝાંઝના અવાજમાં આરતી બોલનારનો અવાજ ઢંકાઈ જતો હતો. આરતી પૂરી થઈ એટલે પ્રસાદ લઈ બધાં વીખરાવા લાગ્યાં. શાંતિ પ્રસરી ગઈ.

ગંગાબાઈ એકદમ ઝબકીને જાગ્યાં ને પાછાં સૂઈ ગયાં. થોડી વારે કંઇ લવવા લાગ્યાં. જમનાએ એ સૂઈ ગયાં હતાં ત્યાં વળગણી ઉપર બે સાલ્લા નાખી પડદો બનાવી દીધો.

કલાકેક પછી માતાની દેરીએ અવાજ વધવા માંડયો. ખાઈ પરવારી ગામના છોકરાઓ ને છોકરીઓ આવવા લાગ્યાં. આજે નોરતાંનો પહેલો દિવસ હતો. દેરી સામે ચોકમાં શણગારેલી માંડવડી પડી હતી. એના ઉપર કોડિયાં ગોઠવી દીધાં હતાં, જે ફક્ત પ્રગટાવવાનાં બાકી હતાં. તે પહેલાં ગામમાં ઘેર ઘેર ફરીને ઘીતેલ ઉઘરાવી લાવવાનું હતું.

જમનાના ઘર ભણી ધીમે ધીમે અવાજ વધવા માંડયો. બધાં છોકરાં ત્યાં જતાં હતાં. એક જણીના હાથમાં પ્રગટાવેલા ગરબાનાં અસંખ્ય કાણાંમાંથી

આછો આછો પ્રકાશનો ઓળો ભોંય ઉપર પડતો હતો. જમનાએ આગળો ખોલી બારણાં ઉઘાડયાં ને અર્ધે રસ્તે બધાંને મળવા દોડી.

'આ જમના આવી.'

'આવો બહેન!'

'તમારાં દર્શન તો દુર્લભ થયાં છે.'

'હવે એને માથે ગરબો ચડાવો.'

'આ હાર ગજરા એને પહેરાવો.' આગળ વધીને મેના બોલી.

પણ જમનાએ નાક આગળ આંગળી ધરી ને મા સૂઇ ગયાં હતાં તે દિશામાં બીજો હાથ લંબાવ્યો.

બધાં શાંત થઈ ગયાં.

'આજ મારાં મા માંદાં છે, તે મારાથી અવાય એમ નથી. આ વખતે મને જવા દો.' એમ કહીને પોતાને માથે ગરબો મૂકવા આવતી છોકરીનો હાથ દૂર કર્યો.

એટલે બધાં કહે, 'ઠીક, પણ આ વખતે તું જ ગમે તેને માથે ગરબો ચડાવ.'

'રાધા, લે આ વખતે ગરબો તું લે.' કહીને જમનાએ મેનાના હાથમાંના હારગજરા લઇને રાધાના

હાથે બાંધ્યા, ગળે હાર પહેરાવ્યો, ને પછી એના માથા ઉપર ગરબો મૂક્યો. 'મા પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળી રે'ની એક લીટી ગવડાવી બધાંને વિદાય કરતાં કરતાં પતાસાં વહેંચ્યાં.



# ૪

# રાજારામ



ઘરમાં જઇને જમના માની પથારી પાસે બેઠી. 'આ છોકરાં વિના સગપણે મારા ઉપર આટલું વહાલ રાખે છે, તો ઓ મા! તારે માટે મારે શું શું ના ફરી છૂટવું જોઇએ?' આમ બોલતી ઝાંખા બળતા દીવાના પ્રકાશમાં માનું મોં બરાબર ન દેખાવાથી નીચું વળીને જોવા લાગી.

સવાર કેવું થશે એનો વિચાર કરતાં એણે ગાય

ભેંશના ખાણની તૈયારી કરી. ખાણ બાફવાનો ડબો ચૂલા ઉપર મૂક્યો ને ચૂલામાં રાડાં તથા સાંઠીઓ પણ ખોસી મૂકી. સવારે ઉઠીને દીવાસળી ચાંપવાની જ વાર.

છોકરાં ગામમાંથી પાછાં માતાની દેરીએ આવી ગયાં હતાં. ગરબાના સૂર સંભળાતા હતા. જમનાને જવાનું મન થતું હતું, પણ પાછી એ માની પાસે જઇને બેઠી. 'ઓ મા! તેં મને કેટકેટલું શીખવ્યું. ઘરકામ ઉપરાંત લખવા વાંચવાનું ને દૂધશાકના હિસાબ રાખતાંય શીખવ્યું. અને એ બધાથી કિંમતી તારા ઉપર વહાલ રાખતાં ને તારા જેવી થવાનું શીખવ્યું.' આમ વિચારમાં ને વિચારમાં જમના પાસે પડેલી ચટાઈ ઉપર ઊંઘી ગઈ.

પહોર દહાડો ચડ્યે ગંગાબાઈ ઊઠયાં. અત્યારે એમને ઠીક લાગતું હતું, પણ ધીમે ધીમે ગઈ કાલે સાંજે સાંભળેલી વાતો યાદ આવતાં એ વિચારમાં પડી ગયાં. પાછું યાદ આવ્યું, 'પંદર દિવસ પછી તો એ જશે. આ નોરતાં ચાલે છે ને દીવાળી માથે આવી. તહેવારોમાં એમના જવાની તૈયારી નહિ થાય, ને એમને શું નહિ જોઈએ? બાર મહીનાનાં લુગડાંલત્તાં, ને એ તો હજી શીવ્યાંય નથી. નહિ થાય કે શું? બેટા જમના, મને વહેલી કેમ ના ઊઠાડી?'

'પણ બા, શી ઉતાવળ છે ? હું છું ને ?' જમનાએ કહ્યું, તેથી ગંગાબાઈને હૈયે ટાઢક વળી.

હવે જમના સમજણી થઇ હતી. કહેલું કામ બરાબર કરતી હતી, ને કદાચ એની મુનસફી ઉપર છોડી દીધું હોય તોય ચોકસાઈથી કરતી. એટલે માને ફક્ત ચીંધવાનું જ બાકી રહેતું.

હજી તો જમના રસોઈમાં પેઠી ન હતી ત્યાં ધીમેથી રાધાએ એને બોલાવી ને જમના બહાર ગઈ.
'કેમ બહેન, માને કેમ છે ?'

'આજે તો ઠીક છે.'

'પણ મારે તને થોડી વાત કહેવી છે. જો.' કહીને એણે પૈસાની કોથળી બતાવી, જેમાં સાત રૂપિયા ને બીજું થોડું પરચુરણ હતું. 'અમે રાજારામ પાછો લાવીશું. અમે બધાએ નક્કી કર્યું છે. આ પૈસા રાતે ગામમાંથી મળ્યા છે. કોઈએ આ વખતે એક આનાથી ઓછું આપ્યું નથી ને ઇનામદારે તો પાંચ રૂપિયા આપ્યા. તે બધા મળીને દસ રૂપિયા થયા. હવે કીકી પાસેથી રાજારામ મળશે. ઘેર તારૂં કામ પડશે એટલે હું કીકી પાસે જઉં છું ને અબઘડી રાજારામને છોડાવી લાવું છું.'

જમનાના રાજારામને જલદી પાછો લાવીશ એ

બિચારે હરખાતી હરખાતી રાધા દોડી ગઈ. કીકી બારીએ બેઠીબેઠી ચોપડી વાંચતી હતી.

'કેમ રાધા, તને ખબર નથી કે પહેલાં નોકર જોડે ખબર કહાવ્યા વિના હું કોઇને મળતી નથી. ઠીક, કહે શું કામ છે ?'

'હું તો જમનાનો રાજારામ લેવા આવી છું. કંઈ તારી પાસે મફત લેવા આવી નથી, લે આ રૂપિયો.' કહીને કોથળીમાં હાથ નાખીને ચળકતો રૂપિયો કાઢીને સામે ધર્યો.

'હવે લાવ જમનાનો પોપટ.'

'એ રૂપિયો તારી પાસે રાખ. એ તો વખતનાં વાજાં વખતે વાગી ગયાં. કાલે જ જમનાએ રૂપિયો આપ્યો હોત તો ચાલત, પણ કાલે ના આપ્યો એટલે મેં એને કહ્યું હતું તેમ એ પોપટ તો હું જ રાખવાની છું. માટે આવી તેવી પાછી જા.' બોલતાં બોલતાં કીકીની આંખો રાધાના હાથમાંની કોથળી તરફ ગઈ.

એણે ધાર્યું કે નહિ હોય, નહિ હોય, તોય પાંચદશ રૂપિયા એમાં હશે. તો શું એમાંથી એ પોપટના બદલામાં પાંચછ રૂપિયા ન પડાવી શકાય ?

રાધાને થોડી જ ખબર હતી કે કીકીના મનમાં શું ગડમથલ ચાલી રહી છે ? એટલે એ છેડાઇને બોલી,

'તારે જોઈએ તેટલા રૂપિયા લે, પણ જમનાનો રાજારામ લાવને. એક ના પતે તો બે લે. અરે, બેથીયે તારૂં મન ના માનતું હોય તો ત્રણ લે.' કહીને એણે કીકીની પાસે રૂપિયા નાખવા માંડયા.

'ત્રણ નહિ.'

'તો ચાર લે.'

કીકીએ ડોકું ધૂણાવ્યું.

રાધાએ પાંચમો ફેંકયો.

કીકીએ જોયું કે બાજી એના હાથમાં છે, એટલે એ છાનીમાની ઉભી રહી.

પછી રાધાએ એકએક રૂપિયા પછાડવા માંડ્યા. દસે રૂપિયા એણે કીકીના પગ આગળ નાખ્યા ને કોથળી ખાલીખમ થઈ.

'હવે લે રાજારામને.' કહી કીકી પાંજરા તરફ ચાલી.

રાધા કીકીની પાછળ પાછળ ચાલી, પણ એજ ક્ષણે એને વિચાર આવ્યો કે એ પૈસા એના એકલીના નહતા. તરત જ એણે રૂપિયા પાછા ઉપાડવા માંડયા, ને કીકીને કહ્યું, 'આ બધા રૂપિયા તને આપી દેતા પહેલાં મારે બધાં છોકરાંને પૂછી જોવું જોઈએ.' ને તરત એ બહાર જતી રહી.

રાધાની વાત સાંભળતાં જ બધાંનાં ભવાં ફરી ગયાં. ‘ કીકી આટલી બધી ક્રૂર ! ’

પણ એમણે બધાંએ એક અવાજે નક્કી કર્યું કે, ‘ ભલે દસ રૂપિયા લે તો દસ, પણ રાજારામ પાછો લાવવો. ’

ટોળે વળીને બધાં જમના પાસે ગયાં ને એના હાથમાં કોથળી મૂકીને બધી વાત જણાવી.

જમના આભારનો એક શબ્દ બોલે ત્યાર પહેલાં બધાં પાછાં વળ્યાં. એકલી રાધા એની પાસે ઉભી રહી.

જમનાએ જોયું કે આટલા બધા આગ્રહ આગળ ભેટ સ્વીકારવામાં વાંધો નથી. એ બધાંની પોતાના તરફની મમતા ને ભાવ જોઈને ગળગળી થઈ ગઈ ને જેટલી નમ્રતાથી એણે પોતાના પૈસા બીજા કોઈને આપ્યા હોત તેટલી નમ્રતાથી એ કોથળી લીધી.

‘ કેમ જમનાબહેન, હવે હું રાજારામ લઈ આવું ? ’ રાધાએ પૂછ્યું.

‘ રાજારામ ! ’ જાણે સ્વપ્નમાંથી જાગતી હોય તેમ ચમકોને જમના બોલી, ‘ મારો રાજારામ પાછો મારી કને આવે એ મને ગમે ખરૂં, પણ હમણાં હું એનો વિચાર કરતી નહતી. હું તો મારા બાપાનો વિચાર કરતી હતી. ’

જમનાએ બાપાને મોઢે હજી ગઈ કાલે જ સાંભળ્યું હતું કે ઘરમાં જો સોએક રૂપિયા હોય તો બાપાને બદલે રાજાજીને ત્યાં જનારને આપી શકાય. ‘ તો આ રૂપિયા પાશેરામાં પહેલી પુણીની ગરજ સારે. ’ એણે વિચાર્યું.

એણે રાધાને પોતાના મનની વાત કહી અને સાથે સાથે એમ પણ કહ્યું કે જો આ કોથળીમાંના પૈસા પોતાને મનગમતી રીતે વાપરવાની છૂટ હોય તો પોતે એ બધા પૈસા બાપાને આપી દે.

‘ જરૂર એ તારા જ છે ને તને ફાવે તે રીતે વાપરવાની છૂટ છે. પણ તારો રાજારામ કીકીને ત્યાં અર્ધો થઈ જશે એ વિચારે દુઃખ થાય છે. ભલે, કીકી રાજા-રામને રાખીનેય સુખી નહિ થાય ને રાજારામ વિના પણ તું સુખી થશે એટલે અમે બધાં રાજી થઈશું. બીજું તારા બાપા જવાના છે તે ગમે તે કામ હોય તોપણ મને કહેતાં અચકાઈશ નહિ. તેં જ મને શીવતાં ભરતાં શીખવાડયું ને ઘરકામમાં પાવરધી થઈ એ તારા પ્રતાપે જ, બહેન. ’

‘ બહેન, કામ હશે તો તને નહિ કહું તો કોને કહીશ ? હજી થોડાં કેડિયાં શીવવાનાં બાકી છે તે તો થઈ જશે. ’



૫

# ઇનામદારને ત્યાં

જમના હુમેશાં ગંગાબાઈ જે શીખવાડે તે ખૂબ કાળજીપૂર્વક શીખી લેતી. ઘણીવાર એ એની માને ઘી તાવવામાં પણ મદદ કરતી. આજે ઘી તાવવાનો વારો હતો. માથી કામ થઇ શકે એમ નહતું, એટલે જમનાએ ઘી તાવવાનો વિચાર કર્યો.

ઇનામદારને ત્યાંથી સવારના પહોરનો એક નોકર આખા ગામમાં ઘરઘરાઉ ઘી લેવા ભટકતો હતો, પણ એને ક્યાંઈથી તાજું ને સારૂં ઘી મળ્યું ન હતું.

ગંગાબાઇની છેલ્લી તાવણી વધારે તાપને લીધે કડક થઈ ગઇ હતી. આજે એ જાતે નવી તાવણી તાવી

શકે એમ હતું નહિ, એટલે જમના ગંગાબાઇ પાસેથી ઘી તાવવાની રજા લઈ આવી.

જમનાએ ખૂબ કાળજીથી ઘી તાવ્યું ને જ્યારે માને બતાવ્યું ત્યારે માએ એને શાબાશી આપી. ને ખરે જ ગંગામાની પરીક્ષામાં પાસ થવું સહેલું નહોતું.

એ ઘી ઇનામદારને ત્યાંથી આવેલો નોકર લઇ ગયો. નવા ઇનામદાર ને એમનું કુટુંબ અહીં આવ્યું ત્યારથી આજ સુધીમાં એમણે આવું ઘી ચાખ્યું ન હતું, એટલે સ્વાભાવિક રીતે જ એ બધાંએ ઘીનાં ખૂબ વખાણ કર્યાં.

એ વાતચીતમાં એમને ત્યાં કામ કરનારી બાઈએ કહ્યું, 'આ ઘી તો બાર વર્ષની એક છોકરીએ તાવ્યું છે.'

ગંગાબાઇને અને આ કામ કરનારી બાઇને સહીપણાં હતાં, એટલે જમનાનાં વખાણ કરવાની તક એ જવા દે એમ નહતું. એણે વધારેમાં કહ્યું,

'આખા ગામમાં એના જેવી એકકે મહેનતુ ને ઘરરખુ છોકરી નથી. જો કે હવે એને દેખાવ ઉપરથી નાની ન કહેવાય, કારણ હવે એ ઊંચી ને ભરાવદાર થઈ છે. અને બે ઘડી એના તરફ જોઈ રહીએ એવું એનું મોં છે. છતાં એને રૂપનું અભિમાન નથી. ને ટેકીલી તો એ તમારા જેટલી જ છે,

બા. હમેશાં ચોક્ખી. ને કદીયે ખરાબ છોકરાં સાથે ફરતી દેખાય નહિ. એની માનું શું એના ઉપર વહાલ છે! પણ હોય જ ને? એવી છોકરી કોને ના ગમે? આ મારો ભીમો જ કહેતો હતો કે એના ભાઇઓને ઘેર એ કેટલુંય ભણાવે છે. મને તો બા વધારે લાંબું લાંબું બોલવાની ટેવ પડી ગઈ છે તે બોલી. ને એના જેવી છોકરીના ગુણ ગાવા બેસીએ ત્યારે એનો પાર જ ન આવે.'

'ખરે, જો એ છોકરી એવી જ હોય તો તો મને એને જોવાનું મન થાય. જોને, બપોરે અમે બહાર જઇએ ત્યાર પહેલાં એને બોલાવી લાવજે.' ઇનામદારનાં વિધવા બહેન વસંતબહેન બોલ્યાં.

કામ કરનારી બાઇએ તરત જ જમનાને બોલાવી લાવવા ભીમાને મોકલ્યો. જમના કદીયે ગંદી રહેતી નહિ એટલે એને નવાં કપડાં પહેરવાની જરૂર હતી જ નહિ. તેમ એ કામમાં ન હતી એમ પણ નહતું. પણ વ્યવસ્થાસર કામ કરતી એટલે કપડાં બગડ્યાં ન હતાં. તરત માથે ઓઢણી નાખી માને ખબર કરીને એ ભીમા સાથે ઇનામદારને ત્યાં જવા નીકળી.

ઈનામદારને ત્યાં જમના ગઈ ત્યારનો એનો સાદો પોશાક, સારી વર્તણુક, ને બોલવાની છટા જોઈ ને

વસંતબહેન ને એમનાં ભાભી ખુશ થયાં. એમને લાગ્યું કે કામ કરનારી બાઈએ જમનાનાં ખોટાં વખાણ કર્યાં ન હતાં.

ઈનામદારનાં બહેન ને પત્ની બંને ભલાં ને સુશીલ હતાં. એમની ઇચ્છા પોતાના ખેડુતો ઉપર જોહુકમી ચલાવવાની ન હતી, પણ ગરીબ ખેડુતોને મદદ કરી સુખી બનાવવાની હતી. ઈનામદાર કદીયે એમના કામમાં આડે આવતા નહિ, પણ ઉલટા એમાં રસ લેતા, એટલે એમના અહીં આવવાથી ખેડુતોને આબાદાનીનો રસ્તો જડવા સંભવ હતો.

જ્યારે જમના ઇનામદારનાં બહેન ને પત્નીની રજા લઈ ઘર તરફ વળી ત્યારે એમણે કહ્યું કે, ‘ અમે આજે સાંજે પાંચ વાગે તારે ઘેર આવીશું.’

જમના ઈનામદારને ત્યાં જઇ આવી, એ વાત આખા ગામમાં જાહેર થઈ ગઈ. ને કીકી અને એની આયાને એ વાતની ખબર પડતાં એ બે જમનાની વાટ જોવા લાગ્યાં.

‘ પેલી જાય, જો. એ તો એના વાડામાં પેઠી. ચાલ, આપણે અંદર જઇને એને પૂછી આવીએ.’ કીકી બોલી.

જમના હજી વાડામાં ફરતી ફરતી સાંજને માટે

કયું શાક તોડવું તેનો વિચાર કરતી હતી, ત્યાં કીકી આવી પહોંચી ને બોલી, 'કેમ જમની, આજે શું ચાલે છે?'

'કાલના કરતાં મારી બાને આજે ઠીક છે. આભાર થયો, બહેન.'

'વાહવાહ! આજ તો કંઇ નમ્ર બની ગઈ દેખાય છે! કોઈને મળવા ગઈ હતી કે શું? કહે, ક્યાં જઈ આવી?' કીકીએ ઉપરાઉપરી પૂછવા માંડ્યું.

'તું ખરેખર, ઇનામદારની બહેનને મળી આવી કે તેનું કામ કરનારી ભીમાની બાને?'

'તું કયા ઓરડામાં ગઈ હતી?'

'તું ઈનામદારની બહેનને મળી આવી કે એમની વહુને?'

'વસંતબહેનને.'

'શું શું બન્યું એ તો કહે.'

'બહેન, તમે જાણો છો કે મારી બા માંદી છે. હજી તો મેં એને બપોરનું ખાવાનું ય કરી આપ્યું નથી એટલે હમણાં હું તમને કંઈ નહિ કહી શકું.' કહીને જમના અંદર ચાલી ગઇ.

'અરે, એને તો એની માના વિચાર આવ્યા કરે છે. ઈનામદારને ત્યાં જઇ આવી પણ જાણે કશું

બન્યું જ નથી. ખરે, મારા બાપા એને ભોળી જમના કહે છે, એ બરાબર છે. ગમે તેમ મારે બધી વાત મેળવવી જોઇએ. એની માને ખાવાનું કરી આપ્યા પછી એ બધું કહેશે. ચાલ, હું અંદર જઈ આવું ને એની માને જોઇ આવું. એને જરા ઠીક લાગશે.'

કીકી ઘરમાં ગઇ ને જૂએ તો જમનાએ ચૂલો સળગાવ્યો હતો અને રાબ બનાવવાની તૈયારી કરી રહી હતી.

કીકી બોલી, 'તું રાબ બનાવ ને હું બેઠી છું. પછી આપણે બે તારી બા પાસે જઇએ. મારે એમને જોવા જવું છે.'

'કીકી બહેન, બેસો.' કહીને જમનાએ ચટાઇ પાથરી. 'આ રાબ તો તરત થઈ જશે. વાર નહિ લાગે.'

કીકી બેઠી ને જમનાને ઉપરા ઉપરી પ્રશ્નો પૂછવા લાગી.

'વસંતબહેને શું પહેર્યું હતું? ઈનામદારની વહુનાં લુગડાં કેવાં હતાં? બેનાં લુગડાંમાં શું ફેર હતો? ત્યાં તેં ચા પીધો હતો? વસંતબહેન તારે ત્યાં છ વાગે આવવાનાં છે એ શું? કયા ભાવથી એ એમ બોલેલાં?'

થોડીએક ક્ષણ શાંતિ પ્રસરી ને રાબની સોડમ આવતાં કીકી કહે, 'કેવી મીઠી સોડે છે!'

જમનાએ રાબ ટાઢી કરવા થાળીમાં કાઢી ને વાટીને થોડા ગંઠોડા એમાં નાખ્યા.

કીકીના મોંમાં પાણી આવવા લાગ્યું. 'આ તો મને બહુ ભાવે છે.' કહીને કીકીએ થાળી પોતાના તરફ ખસેડી.

'પણ બહેન, આ શું કરો છો? તમે તો.......' પણ ત્યાર પહેલાં તો કીકીએ એક ઘુંટડો ભર્યો.

'બહેન, તમે વાણિયા ને અમે....' કીકી ચમકી ને ભાન આવતાં જમનાને ગાળો ભાંડતી ભાંડતી બહાર ગઈ.

કીકીને આમ ગુસ્સે થઈને બહાર નીકળતી જોઇને એની આયા કહે, 'બહેન, પણ તમે અંદર ગયાં એજ મને નવાઇ લાગતી હતી. શેઠ સવારના ઈનામદારને ત્યાં ગયા છે તે હજી આવ્યા નથી. એમની પાસેથી સાંજે બધી ખબર મળશે.'

એકદમ કીકી શેઠના દુકાનવાળા ઓરડા તરફ દોડી. ત્યાં એણે જોયું કે એના બાપા ખુશમિજાજમાં નહતા. છતાંય એમને એકલા બેસી રહેવા દેવાને બદલે કીકીએ એમને પ્રશ્નો પૂછવા માંડયા. પણ જવાબ ન દેતાં શેઠ છાનામાના બેસી રહ્યા, ત્યારે કીકી 'બાપા શું કામ ચીડાયા છો?' કહી લાડ લડાવવા લાગી. પણ કંઈ જવાબ ન મળતાં તે ઊઠીને ચાલી ગઈ.



૬

# જમનાની બકરી

ખરી વાત છે કે કાળીદાસ શેઠ આજે ખુશમિજાજમાં ન હતા. સવારમાં એ ઇનામદારને મળવા ગયા ત્યારે એમને એમ ચોક્કસ લાગ્યું, કે જાગીરના ખેડુઓ સંબંધે પોતાના ને ઈનામદારના વિચારો વચ્ચે આસમાનજમીન જેટલું અંતર છે.

ઇનામદારને પોતાના બંગલાને ફરતો મોટો બગીચો કરવો હતો. ગાદી ઉપર ગામનો નકશો ખુલ્લો પડ્યો હતો.

' જૂઓ, આ ખૂણે દયાળજીનું ખેતર છે ને મારે બગીચાનો ઘાટ બગાડવો ન હોય તો એમાંથી એક

કટકો લેવો જોઈએ. પણ પછી એ ખેતર ત્રિકોણિયું થઇ જાય ને બગડે.' ઈનામદાર બોલ્યા.

'એની ચિંતા આપે ન કરવી. દયાળજીના ખેતરનું આપ ધારો તેમ કરી શકો એમ છો.' શેઠે વાંધો દૂર કર્યો.

'એમ કેમ ? દયાળજીનો ગીરો દસ્તાવેજ તો પાંચ વરસનો છે.'

'હા, પણ એ દસ્તાવેજમાં ભૂલ છે.' કહી કાળીદાસ શેઠે સમજાવવા માંડયું.

ઈનામદાર શાંત રહ્યા.

'આપે જોયું ? આપની ઇચ્છા એને હેરાન કરવાની નથી. તો એ વાત મારા ઉપર છોડી દો ને હું એ બધું કરી લઈશ.'

'હા, પણ એની પાસેથી આ ખેતર લઇ લેવું તે એની આજીવિકા ખૂંચવી લેવા જેવું નથી ?'

'હા, એ સાચું. પણ દયાળજી ઉદ્ધત, બેપરવા ને અવિચારી માણસ છે.'

'જો એ એવો જ હોય તો તો એ અહીંથી જેટલો વહેલો દૂર થઇ શકે તેટલું સારૂં. ઠીક, જ્યારે તમે ઘેર જાઓ ત્યારે એ દસ્તાવેજ મને મોકલજો કે હું જાતે ભૂલ જોઇ શકું.'

કાળીદાસ શેઠ જવા માટે ઉઠયા, પણ જતા પહેલાં એમણે ધાર્યું કે જાગીરની વહીવટદારી ઇનામદાર કોને સોંપવાના છે તે જાણવાનો પ્રયત્ન કરી જોવો જોઇએ. ' પણ એ બધી કડાકુટમાં આપને પડવાની શી જરૂર ? જેને આપ વહીવટદાર નીમવાના હો તેનું નામ આપ મને કહો, એટલે બારોબાર એવા થોડા-ઘણા દસ્તાવેજ મારી પાસે હજી રહ્યા છે તે બધા તેને પહોંચાડી દઉં. '

' પણ મારો વહીવટદાર હું જાતે થવાનો છું. જે લોકની વચમાં હું રહેવા આવ્યો છું તેમની આબાદાની જોવી એ મારી ફરજ છે. '

આ અણધાર્યા જવાબથી કાળીદાસ શેઠ ચીડાઈ ગયા.

જ્યારે કીકી શેઠને એકલા મૂકીને ચાલી ગઈ ત્યારે કાળીદાસ શેઠ એમના ઓરડામાં વિચારગ્રસ્ત થઇને આમતેમ આંટા મારતા હતા. છેવટે ગણગણ્યા, ' ભલે ઇનામદાર શિયાળામાં જમીનની દેખરેખ રાખે, પણ ઊનાળા–ચોમાસામાં તો એમને વહીવટદારની જરૂર પડશે. અને તે વખતે મારે એ જગા મેળવવા પ્રયત્ન કરવો પડશે, ને હજીએ અત્યારે એમની મહેરબાની મેળવવાના પ્રયત્ન ચાલુ રાખવો જોઇએ. '

એજ દિવસે સવારે શેઠે ઈનામદારના નોકરો પાસેથી સાંભળ્યું હતું કે ગામમાં કોઇને ત્યાં સારી હૃષ્ટપુષ્ટ દૂધાળી બકરી હોય તો ઈનામદારને લેવી છે.

જે ખેડુતો પોતાને વારતહેવારે ભેટ આપતા તેમના તરફ પોતે સારી રીતે વર્તતા, એટલે શેઠે ધાર્યું કે જો પોતે એવી એકાદ બકરી ઇનામદારને ભેટ કરે તો એ ભેટ ધાર્યું મેળવવામાં થોડીઘણી મદદરૂપ નીવડે.

જેવો એ વિચાર શેઠને આવ્યો તેવા જ એ બહાર ગયા. તો એમને મળવા એક ભરવાડ આવીને ઉભો રહ્યો હતો. કીકી પણ ત્યાં જ ઉભી હતી.

'કેમ દેસાઈ, તમારે કોઇને ત્યાં સારી બકરી છે કે ?'

એ ભરવાડ જવાબ આપે ત્યાર પહેલાં કીકી બોલી ઉઠી, 'હા, હા, મને ખબર છે. જમનાને ત્યાં એક બકરી પાળેલી છે, તે ટંકે ત્રણ શેર દૂધ દે છે.'

તરત જ શેઠ દયાળજીભાઇના ઘર તરફ ચાલ્યા. જઇને જૂએ તો જમના એના બાપને માટે કેડિયાં શીવતી હતી. એણે ઊંચું જોયું તે વારે શેઠે એની આંખો આંસુથી નીંગળતી જોઇ.

'જમના, તારી બાને કેમ છે ?'

' છે એવું ને એવું. ને મારા બાપા તો પાંચ દિવસ પછી જવાના છે. '

' અરેરે, તો તારૂં શું થશે ? '

'પણ બીજો રસ્તો નથી.' કહી જમનાએ ડસકું ભર્યું.

' પણ તને શી ખબર કે બીજો રસ્તો નથી ? '

' શેઠસાહેબ, શેઠસાહેબ, ' જમના એમના તરફ જોઇને બોલી, ને જાણે એના ચહેરા ઉપર આશાનું કિરણ ઝળક્યું.

' તું મદદ કરે તો રસ્તો જડે. '

જમનાએ શાંત ભાવે હાથ જોડયા.

' જમના, તારાથી બને એવું છે.'

જમના ચમકી.

' તારા બાપુ બીજા દસ દિવસ ઘેર રહે તો તું શું આપે ? '

' તમે માગો તે. પણ મારી પાસે એવું શું છે ? '

' કેમ શું છે ? એક બકરી છે ને ! ' કઠણ હૃદયના શેઠે કહ્યું.

' મારી મેના ! પણ તમને એ શા ઉપયોગમાં આવે ? '

' કેમ એનો ઉપયોગ જ નહિ ? એનું દૂધ નાનાં બચ્ચાં ના પીએ ? પણ તું ગભરાય છે કેમ ? '

' મને સમજ પડતી નથી. હું એને બહુ ચાહું છું. '

'અરે ગાંડી.!'

'એ તો મારી નાની બહેન જેવી છે. એ મારી પાછળ પાછળ ફરે છે. હું એને મારા હાથે પાલો ખવડાવું છું, મારા હાથે એને પાણી પાઉં છું.'

'બસ, બહુ થયું. જો તને તારા બાપા કરતાં એ બકરી વધારે વહાલી હોય તો કહે નહિ. રામરામ.'



'ઉભા રહો, ઉભા રહો.' કહેતી જમનાએ શેઠના

ખેસનો છેડો ધ્રૂજતે હાથે ઝાલ્યો. ' દશ દિવસ ! એટલામાં તો મારી મા સાજી થઇ જશે. ના, હું બકરીને કંઇ એટલું બધું ચાહતી નથી. '

એના મનમાંની ગડમથલ જાણે બંધ પડી ગઈ ને એણે સ્પષ્ટ અવાજે કહ્યું, ' બકરી લઇ જાઓ. '

' ક્યાં છે ? ' શેઠે પૂછ્યું.

' નદીને કાંઠે ગોચરમાં ચરતી હશે. '

' તો તો આજે સાંજે મને આપી દેવી પડશે. '

' ઠીક, નહિ ભૂલી જઉં. ' એણે લથડતે અવાજે કહ્યું.

જેવી શેઠે પૂંઠ ફેરવી તેવી જ જમના બે હાથે મોં ઢાંકી દઇને નીચે બેસી પડી. એટલામાં એની માના ઓરડામાંથી આવતા અવાજે એને જગાડી. જમના અંદર ગઇ.

' તું બહાર છે, બેટા ? મને લાગ્યું, કોઇ અજાણ્યો માણસ તારી સાથે વાત કરે છે. કેમ કંઇ નવાજૂની છે ? ' જમનાની સામે જોવા પથારીમાં થઈ શકાય તેટલાં ટટાર થઇને ગંગાબાઇ બોલ્યાં.

જમના નીચી વળીને બોલી, ' મા, બાપા બીજા દસ દિવસ ઘેર રહે તો કંઈ ખોટું ખરું ? '

' જમના, શું બોલી ? '

'હા બા, દસ દિવસ. પણ તારો હાથ કેટલો ધ્રુખે છે!'

'તને ખાત્રી છે, બહેન? તને કેમ ખબર પડી? તને કોણે કહ્યું?'

'શેઠે મને કહ્યું કે બાપા બીજા દસ દિવસ ઘેર રહેશે ને એમણે મને વચન આપ્યું છે.'

'ભગવાન એમનું ભલું કરો.' ગંગાબાઈ બોલ્યાં.

જમના ચૂપ રહી.

બીજી ક્ષણે એને કોઈએ બહાર બોલાવી. ઈનામદારને ત્યાંનો નોકર ઘીનો હિસાબ કરવા આવ્યો હતો. હંમેશાં જમના જ હિસાબ કરતી. એ નિશાળે જઇને બહુ ભણી ન હતી, છતાં ઘેર રહીને ચોખ્ખા અક્ષરે લખતાં ને વહેવારૂ હિસાબ ગણતાં શીખી ગઇ હતી. સંભાળપૂર્વક રૂપિયા આનાની આણપાણો મૂકીને એણે હિસાબ ગણી આપ્યો.

ગામમાંથી થોડાક જણ એમને ત્યાંથી દૂધ લઇ જતા તેમના હિસાબ પણ ભેગ.ભેગી ગણવા એ બેઠી.

'ને એ બધું કરી રહીને પછી નદી કિનારે ગોચરમાં જઇને મારી મેનાને મળી આવું.'

પણ જમનાને દૂધની નોટ ન જડી, ને આખરે જડી ત્યારે જૂએ તો દૂધવાળા પાના ઉપર પાણી પડયું હતું ને આંકડા છેકાઇ ગયા હતા. તપાસી તપાસીને

એણે આંકડા લખવા માંડયા. આખરે નીચું જોઇ જોઇને ને ગણી ગણીને એનું માથું પાકી ગયું.

જે ચટાઇ ઉપર બેસીને એ હિસાબ ગણતી હતી તે ચટાઇ કાગળના નાના મોટા ટુકડાથી છવાઈ ગઇ હતી. એટલામાં એના બાપુ હાથમાં એક કાગળ લઈને આવ્યા.

'જમના, આમ જો.' કહી દયાળજીભાઈએ એના સામે કાગળ ધર્યો. 'બેટા, કેમ આવડી મોટી ભૂલ ! આવો હિસાબ કરીને ઈનામદારને ત્યાં મોકલાય કે ? ભોગજોગે એ નોકરને હું રસ્તામાં મળ્યો તે કહ્યું કે જોવા દે, કેટલા પૈસા થયા છે. જો તો ખરી !'

જમનાએ જોયું ને શરમાઇ ગઈ. ઘીને બદલે બકરી લખી હતી, ભૂલ સુધારીને કાગળ બાપના હાથમાં આપ્યો તે દરમ્યાન દયાળજીભાઇએ ચટાઇ ઉપર પડેલા કડકા પણ જોયા.

'આ શું બેટા !'

'થોડાક આંકડા ખોટા હતા તે મેં સુધાર્યા છે.'

'થોડાક ! મને લાગે છે બધાય ખોટા છે !' દયાળજીભાઇએ ચીડાઇને કહ્યું.

જમનાએ ચિઠ્ઠીઓ જોઈ. એમાંની ઘણીખરીમાં દૂધને બદલે બકરી લખી હતી. એ વખતે એના વિચારો

જે પાળેલી બકરી એનાથી થોડા વખતમાં દૂર થવાની હતી તેમાં ઘોળાતા હતા.

ફરી એકવાર એણે હિસાબ લખ્યા. ને જે શાંત રીતે એણે ફરી વાર કામ કરવા માંડયું, તે જોઇને દયાળજીભાઈને લાગણી થઈ આવી, ને એમણે કહ્યું, 'લાવ, એ પૈસા ઉઘરાવી લાવું.'

દયાળજીભાઇએ બહાર જતાં જતાં અધૂરાં પડેલાં કેડિયાં પર નજર કરી નિસાસો મૂક્યો. પણ જમનાએ ધાર્યું કે પૈસા ઉઘરાવી પાછા આવે ત્યારે દસ દિવસ વધુ ઘેર રહેવાના સમાચાર એમને કહેવા. 'એ સાંભળશે ત્યારે કેવા રાજી થશે! પણ જ્યારે બકરીની વાત જાણશે, ત્યારે દીલગીર થશે.'

નદીએ જઇને બકરીને જોવાનો વિચાર કરે છે ત્યાં ચારના ટકોરા થયા. ને એને યાદ આવ્યું કે નિશાળ છૂટવાનો વખત થયો છે. નાના ભાઇઓને ખોટી ન થવું પડે માટે બકરી જોવા જવાનો વિચાર મુલ્તવી રાખ્યો.



૬

# આંધળો ગવૈયો

નિશાળ ગામથી અર્ધો ગાઉ દૂર હતી, ને ત્યાં ફરતાં ત્રણ ચાર ગામનાં છોકરાં ભણવા આવતાં. નિશાળના આંગણામાંજ ત્રણચાર વડની ઘેરગંભીર ઘટા હતી ને અત્યારે ભણતાં છોકરાંના બાપદાદાઓ આ નિશાળમાં જ આ વડની નીચે રમતાં હતાં. નિશાળ માટે એક નાની ઇંટેરી ઓસરી હતી ને પાસે નાની ઓરડીમાં મહેતાજી રહેતા હતા.

છોકરાં બધાં માસ્તરને ખૂબ ચહાતાં. માસ્તર પણ એકલા હતા એટલે છોકરાં સાથે ખૂબ વહાલ રાખતા. મારવાનું તો નામ નહિ. વાતોના ને રમતોના એવા ભંડાર કે નાનાંનાનાં છોકરાંય દોડયાં દોડયાં નિશાળે

આવતાં. જમના પણ અહીં જ ભણેલી, એટલે માસ્તર બધાંને જમના જેવા થવાનું કહેતા. જેવી એ ત્યાં પહોંચી તેવાં જ છોકરાં પરસાળમાંથી નીચે ઉતર્યાં, ને વડની ઘટામાં આમતેમ દોડવા લાગ્યાં.

'મોટીબહેન, મોટીબહેન !' કરતા જમનાના બે નાના ભાઇ દોડતા ને કૂદતા એની પાસે આવી પહોંચ્યા. બીજાં કેટલાંય હસમુખાં છોકરાં એની પાસે આવીને વાતો કરવા લાગ્યાં.

જમના હંમેશાં બીજાંને આનંદ પડે એવી વાતોમાં ખૂબ રસ લેતી. પણ એની બાજુ એટલાં બધાં છોકરાં વીંટાઇ વળતાં કે ઘણીવાર એ કોણ શું બોલે છે તે સાંભળી કે સમજી શકતી નહિ.

કોઈએ 'રાજકુમાર ને રાક્ષસ'ની વાત કહેવા માંડી, તો કોઈએ સાતતાળી ને આંધળા પાડાની વાત કરવા માંડી, તો કોઈ વળી માસ્તરે વહેંચેલાં સીતાફળની વાત કરવા લાગ્યાં.

જમના બધાંને એક એક બોલવાનું કહે, ત્યાર પહેલાં સંગીતના સૂર સંભળાયા ને બધાં છોકરાં એકદમ શાન્ત થઈ ગયાં. ને ક્યાંથી અવાજ આવે છે તે જોવા લાગ્યાં.

જમનાએ દૂરદૂર આવેલા એક વડ તરફ આંગળી કરી, ને બધાંએ જોયું તો એની ઘટા નીચે એક બુઢ્ઢો

ભિખારી એકતારા ઉપર ભજન ગાઇ રહ્યો છે. ધીમે ધીમે બધાં છોકરાં એ તરફ વળ્યાં. ગવૈયે એમનાં પગલાં પોતાના તરફ આવતાં સાંભળ્યાં, તેવું જ એણે એક આનંદી ગીત ગાવા માંડયું.



છોકરાં ધીમે ધીમે બુઢ્ઢાની પાસે ભેગાં થઇ ગયાં. એની પાસે ઉભેલાં છોકરાંએ એકબીજાના કાનમાં કહ્યું, ' આંધળો લાગે છે !'

' અરેરે ! કેવો ગરીબ છે ! જૂઓને એનાં ફાટલાં તૂટલાં લુગડાં ? '

' બહુ ઘરડો છે. માથે પળિયાં આવ્યાં છે.'

'ને એના પગ તો જૂઓ ! કેટલા ધૂળવાળા છે. બહુ દૂરથી આવતો હશે નહિ ?'

આ બધી વાત એકતારાના સૂર મેળવતી વખતે થઈ ગઈ. ફરી ગીત ગવાયું ત્યારે બધાં છોકરાં પૂતળાં પેઠે શાન્ત થઈ ગયાં. વચમાં વચમાં કોઇ ખુશીના ઉદ્‌ગારો દર્શાવતાં હતાં.

પછી તો બુઢ્ઢે બાળકોને ભજનોનાં નામ દેવાનું કહ્યું. દરેક વખત જમના બોલતી ત્યારે બુઢ્ઢો એના તરફ મોં ફેરવતો, 'હું આંધળો છું, એટલે તમારૂં મોં જોઈ શકતો નથી, છતાં તમારા સાદ ઉપરથી હું તમારા દરેકના ગુણો કહી શકું છું.'

'ખરેખર ?' જમનાનો નાનો ભાઈ, જે બુઢ્ઢાની તદ્દન પાસે ઉભો હતો તે બોલી ઊઠયો. 'તમને રઘુ-પતિની ધૂન બોલવાનું કહેનાર મારી બહેન જમના હતી. બોલો, એના ગુણ તમે કહી શકો છો ?'

આંધળા ગવૈયાએ જમનાના ભાઇને પોતાની પાસે ખેંચી લઇને કહ્યું, 'તારી બહેન ભલી છે.'

બધાંએ તાળીઓ પાડી.

'ને શીળા સ્વભાવની.'

'સાચું' કહીને બધાંએ ફરી તાળીઓ પડી.

'અને મારા ખોળામાં બેઠેલા છોકરાની માની પેઠે સંભાળ રાખે છે.'

'તદ્દન સાચું, તદ્દન સાચું.' બધાં એકી સાથે બોલી ઊઠ્યાં.

'પણ તમે આંધળા છો ને તમને આ બધી ખબર શી રીતે પડે છે?' જમનાનો ભાઇ જાણે આંધળાની આંખોને પૂછતો હોય તેમ જોઇને બોલ્યો.

'એમ ના પૂછાય, ભાઇ. એ આંધળા છે એ વાત સંભારવાની શી જરૂર?' એનાથી બે વર્ષ મોટો ભીખો બોલ્યો.

'હું આંધળો છું એ વાત સાચી, પણ છતાં હું સાંભળી શકું છું એ તમે જાણો છો. ને મેં તમને કહ્યું કે જમના ભલી ને માયાળુ છે, તે મેં જમના પાસેથી જ સાંભળ્યું.' ગવૈયે કહ્યું.

'તદ્દન ખોટું. હું અહીં જ હતો ને જમના એવું બોલી જ નથી. અહીં ઉભેલા બધા કહેશે કે જમના કદી આપવડાઈ કરતી નથી.' મોટા ભાઈ બોલ્યો.

'જ્યારે તમે બધાં અહીં આવતાં હતાં, ત્યારે મેં એને બોલતાં સાંભળી કે એને ઘેર જવાની ઉતાવળ છે. છતાં તમને ભજન સાંભળવાની હોંશ છે તો એ થોડી વાર રોકાઇ. એ શું સારો સ્વભાવ નથી? અને જ્યારે

તમે કહ્યું, 'એ ભજન મને ગમતું નથી' ત્યારે ગુસ્સે થયા વિના એ બોલી, 'તો ઠીક, પહેલું એ ભજન ગાઓ. પછી મારૂં.' એ શું તમારા પ્રત્યેનો પ્રેમ નથી?'

'હા, બરાબર. પણ તમે શી રીતે જાણી ગયા કે હું એને બહુ વહાલો છું?' નાનો હીરો બોલ્યો.

'એ જરી અઘરો સવાલ છે, ને એનો જવાબ આપવા થોડો વખત જોઈએ.'

વિચાર કરતાં કરતાં ફરી એણે એકતારો છેડયો, ને તેજ ક્ષણે બે છોકરાઓ પાસેની વાડોમાં પંખીઓના માળા શોધતા હતા તે ધક્કામુક્કી કરતા ત્યાં આવ્યા. એમાંનો એક ગવૈયાને ઉદ્દેશીને બોલ્યો, 'શું ગાનતાન ચાલી રહ્યું છે? તો પેલી સારંગીને પડતી મૂકી એકતારા ઉપર ભજન કેમ ગાય છે? સારંગી ઉપર ગાયન ગા, જોઉં?'

અંધ ગવૈયાને આ તોછડું સંભાષણ ગમ્યું નહિ, છતાંય એણે હાથમાં સારંગી લીધી ને સૂચવેલું ગાયન ગાયું, ને એ પૂરૂં થતાં એ જ તોછડા સ્વરે ફરી બીજાં થોડાં ગાયન ગાવાનું કહ્યું.

એ હિમ્મતબાજ છોકરાને જોઈને કેટલાંય છોકરાં ડરવા લાગ્યાં. એ કાળીદાસ શેઠનો છોકરો હતો. નાનો હતો ત્યારથી માબાપની બેકાળજીને લીધે એનો સ્વભાવ

બગડયો હતો ને જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ વધારે બગડતો ગયો. નાના ને નબળા એનાથી બીતા ને એના તરફ અણગમો બતાવતા.

આ બધા વખત દરમ્યાન ઘેર પાછા ફરતા ખેડુતો પણ ત્યાં આવીને ઉભા રહ્યા હતા. હવે જ્યારે બુઢ્ઢો ગવૈયો થાકી ગયો, ત્યારે એની સાથેનો નાનો છોકરો, જે રાતદિવસ એની જોડે ફરતો, તે હાથમાં ટોપી ઝાલી બધાની પાસે પાઈપૈસા માગતો ફરવા લાગ્યો.

કોઈ ખેડુતે પાઇ, તો કોઈએ પૈસો, તો કોઈએ હળ્યુ, કોઇએ પોંક, તો કોઇએ સીતાફળ આપ્યાં. કારણ બધા ગવૈયાના ભજનોથી રાજી થયા હતા ને વધારામાં એ આંધળો હતો. ફરતાં ફરતાં છોકરાએ કાળીદાસ શેઠના દીકરા પાસે આવીને ટોપી ધરી.

પાંચેક મિનિટ થઇ ત્યારે એણે ગજવામાં હાથ નાખી પાવલી બહાર કાઢી. ટોપીમાં ત્રણેક આનાના પૈસા હતા તે જોઇ એણે કહ્યું, ‘ આ ત્રણેક આનાના પાઈ પૈસા હું લઇ લઉં છું ને આ પાવલી નાખું છું.’

‘ ભગવાન તમારૂં ભલું કરે. ’ કહેતાં છોકરે પાઈપૈસા વીણી આપી પાવલી હાથમાં લીધી ને જોઇ તો ખોટી લાગી.

'ભાઈ, આ ખોટી લાગે છે.' કહીને એણે પાવલી પાછી આપવા માંડી.

'મારી પાસે બીજી નથી.' કહીને એણે હસવા માંડયું.

'પણ આ ચાલે એવી નથી. ચોક્ખી કલાઈની જણાય છે, ને અમ ગરીબ પાસેથી કોઇ એ લેશે નહિ.'

'લેશે કે નહિ તેમાં મારે શું ? આપેલું દાન કંઈ પાછું લેવાય?' કહીને એણે છોકરાનો હાથ તરછોડી નાખ્યો.

'એ તો અન્યાય કહેવાય.' ચારે બાજુ ગણગણાટ થવા લાગ્યો.

'કોણ કહે છે, અન્યાય થાય છે?' શેઠના છોકરે તપી જઇને બૂમ મારી.

'ઠીક. અહીં સાચીખોટી પાવલી પારખી શકે એવું છે કોઈ?' ગવૈયે પૂછ્યું.

'હા, આ રહ્યો ભરવાડનો છોકરો. એ સૌથી મોટો છે. એને બતાવો.' શેઠના છોકરે કહ્યું.

નાના શેઠે ધાર્યું કે એ છોકરો શરીરે નબળો ને સ્વભાવે બીકણ હોઈ સાચું કહેતાં ગભરાશે. પણ એ છોકરે ચારપાંચ વાર પાવલી ઉલટાવી ઉલટાવીને જોયા પછી કહ્યું, 'મને પૂરી ખાત્રી થતી નથી, પણ ખોટી લાગે છે.'

પણ શેઠના છોકરાને પોતાની સામે ડોળા કાઢતો જોઈને એ કહે, 'બતાવો જમનાને. એને બરાબર સમજ પડશે.'

'બરાબર છે. જો એ કહેશે કે પાવલી સાચી છે તો અમે રાખીશું.' બુઢ્ઢે સંમતિ આપી.

એ પાવલી જમનાએ લીધી. હજી સુધી એ છાની-માની ઊભી હતી. પણ જ્યારે સત્ય કહેવાની ફરજ એને માથે આવી પડી ત્યારે એ સત્ય બોલતાં જરીકે અચ-કાઈ નહિ. ધીમા પણ દૃઢ અવાજે એ બોલી, 'પાવલી ખોટી છે.'

'તો લે આ બીજી. એવી તો કેટલીએ પાવલી-ઓ આ પડી. એનો મને શું હિસાબ છે?' કહી બીજી પાવલી ફેંકીને શેઠનો છોકરો ચાલતો થયો.

હવે બધાં છોકરાં ઘર તરફ વળ્યાં. જતાં જતાં જમના જે ગામ તરફ જતી હોય તો ગવૈયાએ એનો સાથ કરવાની ઇચ્છા દર્શાવી. છોકરાએ એકતારો ને સારંગીની ઝોળીઓ લીધી. ભીખાએ ગવૈયાનો હાથ ઝાલ્યો, ને હીરો બધાંની આગળ દોડવા લાગ્યો.

થોડે દૂર ગયા પછી જમના કહે, 'હવે આ મોટો રસ્તો ગામમાં જશે, ને મને ઘેર જવાની ઉતાવળ છે એટલે આ પગથી ટુંકડી પડશે. એ પગથી ખાડા-

ખબડાવાળી ને કાંટાવાળી ન હોત તો તમને જરૂર મારી સાથે લઇ જાત.'

'મને લાગે છે કે ઈનામદારનાં બેન ખોટી થશે.' નાના ભાઈઓ સાથે દોડતાં દોડતાં જમના બોલી. 'પાંચ વાગે એમણે આવવાનું કહ્યું હતું ને આપણા પડછાયાને આધારે હું કહી શકું છું કે પાંચ તો વાગી ગયા.



૮

# શુભ સમાચાર

જ્યારે જમના એના ભાઈઓને તેડીને ઘેર આવી ત્યારે એણે ઘરના પાછલા વાડા ભણીથી અવાજ આવતો સાંભળ્યો. જઈને જૂએ તો ઇનામદારનાં બહેન ને વહુ ઉભાં છે.

'કેમ જમના, અમે અત્યારે અહીં આવવાનાં હતાં એ ભૂલી ગઇ હતી કે શું?' વસંતબહેન બોલ્યાં. 'પણ તારે શરમાવાની જરૂર નથી, કારણ અમે કંઈ મહેમાન નથી. અમને આવ્યાં હજી પાંચ મિનિટે થઈ નથી. પણ આ તારો વાડો ને શાકભાજી જોઇને અમે ખુશ થયાં છીએ. આ બધું કામ તું કરે છે, જમના?' કહીને એ ઘરમાં પેઠાં.

જમના જવાબ આપે ત્યાર પહેલાં નાનો હીરો આગળ આવ્યો ને બોલ્યો, 'હા જી, એ બધું કામ જમના જાતે કરે છે. ને મોડું તો જમના અમને નિશાળે તેડવા આવી તેથી થયું.'

'ને અમને નાખુશ ન કરવા રસ્તામાં એક અંધ ગવૈયાનાં ભજન સાંભળવા રોકાઈ.' ભીખો બોલ્યો. 'એ તો અમે એને રોકી રાખેલી, એટલે તમે એના ઉપર ગુસ્સે ના થશો.'

વસંતબહેન ને ઇનામદારનાં વહુ જમનાના નાના ભાઇઓને અજાણ્યાં સાથે આટલી છૂટથી વાત કરતા જોઈને હસ્યાં. પણ એમને મોંઢેથી એમણે જે સાંભળ્યું, તેથી એમની ખાત્રી થઇ કે કામ કરનારી બાઇ કહેતી હતી તે તદ્દન સાચું છે.

વસંતબહેન ને ઇનામદારનાં વહુ પાછાં ફર્યાં ત્યારે તેઓ જમનાને પોતાની સાથે તેડી ગયાં ને ગામમાં એક કાપડિયાને ત્યાં ગયાં. આ નાના ગામમાં પણ એક કાપડિયો હતો, જે થોડા પ્રમાણમાં સારૂં ઊંચા પ્રકારનું કાપડ રાખતો.

'જમના, તને જોઈએ તેવી ઓઢણી લે.' વસંતબહેન બોલ્યાં. 'કારણ તું બહુ ભલી ને કામગરી છોકરી છે. ને અમે બધાંને બતાવવા માગીએ છીએ કે આવાં બાળકો અમને ગમે છે.'

આ કાપડિયો તે જમનાની સખી રાધાનો બાપ હતો. એણે કબાટમાંની ઊંચી છાજલી ઉપર ગોઠવેલી સારામાંની ઓઢણીઓ બતાવવા માંડી, છતાં જમનાને એમાં આનંદ ન આવ્યો. એને તો એની બકરીના ને એના બાપાના વિચારો આવતા હતા. વસંતબહેને એના હાથમાં દસની નોટ મૂકી ને ઓઢણી પસંદ કરીને પૈસા એના હાથે આપવાનું કહ્યું. પણ જમનાને લાગ્યું કે એક ઓઢણી લેવા આટલા બધા રૂપિયા ખર્ચવા એ બહુ કહેવાય. ને છતાં એનો સારો ઉપયોગ કરવા એ પૈસા કેવી રીતે માગી લેવા, તેની એને સમજ પડતી ન હતી.

જમના કશું બોલતી ન હતી, છતાં એના મોં ઉપરથી વસંતબહેન એની મૂંઝવણ કળી ગયાં. ને 'એને આ કશું ગમતું નથી,' એમ એમણે એમનાં ભાભીના કાનમાં કહ્યું.

'એને કંઇક બીજા વિચારો આવતા લાગે છે.' ધીમો જવાબ મળ્યો.

'બહેન, તને આમાંથી એકે ઓઢણી ગમતી ન હોય તો ચારેક દિવસ પછી બીજો માલ આવવાનો છે ત્યારે આવજે.' કાપડિયો બોલ્યો.

'ના, ના, એવું કંઇ નથી. આ બધી ઓઢણીઓ

સારી છે.' જમના હસતી હસતી બોલી. 'પણ....' કહીને શરમાઈ ગઇ.

'જમના, પણ શું ?'

વસંતબહેને પૂછ્યું, 'તારા મનમાં જે હોય તે અમને કહે.' જમના કંઈ બોલી નહિ.

'ઠીક, વાંધો નહિ. પણ હજી તેં અમને ઓળખ્યાં નથી. જ્યારે તું ઓળખીશ ત્યારે તને બોલતાં આંચકો નહિ લાગે. એ દસની નોટ તારા ગજવામાં મૂકી દે ને એનું જે કરવું હોય તે કરજે. અમે માનીએ છીએ કે તું એનો ખોટો ઉપયોગ નહિ કરે. ને જમના, હવે તું જા. તને મોડું થશે. રામરામ, બહેન. વળી ફરી અમે તારે ત્યાં આવીશું.'

જમના પગે લાગીને આભારભરી નજરે પાછી વળી, પણ બોલી શકી નહિ. પણ જાણે કહેતી હોય ને, 'અહીં બધાના દેખતાં નોટનું હું શું કરીશ તે કહી શકતી નથી, પણ મારે ઘેર આવશો ત્યારે તમને બધી ખબર પડશે.'

જમના વળી એટલે વસંતબહેન કાપડિયા તરફ ફર્યાં, જે ઉકેલેલી ઓઢણીઓની ગડી વાળતો હતો. 'તમને મહેનત પડી, નહિ ભાઈ?' એ બોલ્યાં, 'ને જમના જાતે ઓઢણી પસંદ કરતી નથી એટલે લાવો,

હું જ એક પસંદ કરી લઉં.' ને એમણે સારામાં સારી ઓઢણી લીધી. કાપડિયો એનું બંડલ કરતો હતો એટલામાં તો વસંતબહેને એને જમના સંબંધે કેટલાય પ્રશ્નો પૂછી નાખ્યા, જેના જવાબ દેવામાં એને રસ પડયો.

'અરે હજી તો આ નોરતાંમાં જ,' એ બોલ્યો, 'જમના એવી રીતે વર્તી જે જાણીને આપ રાજી થશો. ગામનાં બધાં છોકરાંએ નક્કી કર્યું કે આ વરસે જમનાને માથે ગરબો લેવડાવવો.

પણ જમનાનાં મા માંદાં હતાં એટલે આખા દિવસ મધ્યે એકવાર પણ એ માતાના ચોકમાં જઇ ના શકી. ને રાતે જ્યારે બધાં બાળકો માતાનો ગરબો લઈ એના વાડામાં ગયાં, ત્યારે એણે ના પાડી ને એ ગરબો મારી દીકરી રાધાને માથે ચડાવ્યો. ને ખરે રાધા ને જમના એક બીજીને સગી બહેનોથી ય વધારે ચાહે છે.

આ હું જમનાનાં વખાણ કરૂં છું તે નહિ કે હું એમનો સગો થઉં છું માટે. પણ એ છોકરી જ એવી છે કે વેરીને ય વશ કરે.

આ બંડલ હું આપને ત્યાં મોકલી આપું?'

'ના, ના, એમાં શું ભાર છે? પણ જ્યારે નવો માલ આવે ત્યારે મને ખબર કરજો.'

જમના દુકાનમાંથી ઘર તરફ વળી, એટલે એણે નોરતાંમાં મળેલી દસ રૂપિયાની થેલીમાં આ દસની નોટ મૂકી. ઇનામદારને ત્યાંથી ઘી પેટે હજી પાંચ રૂપિયા આવવાના બાકી છે. તે ઉપરાંત દૂધની છૂટક ઉઘરાણીના દસેક રૂપિયા આવશે, એટલે બધું મળીને પાંત્રીસેક રૂપિયા થશે. ને હજી બાપા દસ દિવસ રહેવાના છે તે દરમ્યાન જો પોતાનાં ઘરેણાંનો ઉપયોગ થઈ શકે તો ખૂટતા સાઠપાંસઠ રૂપિયા મળી રહે ને બાપાને જવું ન પડે. ને જો એવું થાય તો મા કેટલી રાજી થાય! હજી મેં એને બપોરે જ કહ્યું કે બાપા દસ દિવસ રહેવાના છે ત્યારની એના ગાલ ઉપર કેવી લાલી જણાવા માંડી છે. પણ જો એને મારી મેનાની ખબર હોત તો એ કાળીદાસ શેઠને શાપ આપ્યા વિના રહેત નહિ.

જમના હવે નદીના ભાઠામાં જવાના રસ્તા આગળ આવી પહોંચી હતી. એને ત્યાં એકલા જઈ એની મેનાની વિદાય લઈ આવવી હતી, પણ એના નાના ભાઈઓ એની વાટ જોઇને અર્ધે રસ્તે આવીને ઉભા હતા તે એની પાસે દોડી ગયા, ને એની પાછળ પાછળ ભાઠામાં ગયા.

'કેમ, ઇનામદારનાં બહેનને તારું શું કામ હતું?' ભીખે પૂછ્યું, પણ ઊંચું જોતાં જમનાની આંખમાં આંસુ જોયાં એટલે એ છાનો રહી ગયો.

નદીના પ્રવાહની પાસે જ જમનાની બકરી ફરતી હતી.

'પેલા બે માણસો કોણ છે ? એ મેનાની પાછળ પાછળ કેમ ફરે છે ?' આઘેથી ભીખે પૂછયું.

બે માણસમાં એક કાળીદાસ શેઠ હતા ને બીજો કાનો ભરવાડ હતો. ભરવાડ નિહાળી નિહાળીને જોતો હતો કે બકરી પુષ્ટ ને નીરોગી છે કે નહિ.

દીલગીર ચહેરે છાનીમાની જમના નદીની રેતમાં બેઠી. એના ભાઈઓ ભરવાડની પાસે દોડી ગયા ને પૂછવા લાગ્યા, 'કેમ અમારી બકરી પાછળ ફરે છે ?'

ભરવાડ બોલી ન શક્યો, પણ કાળીદાસ શેઠ બોલ્યા, 'હવે એ બકરી તમારી નથી, એ તો મારી છે.'

'હેં શેઠ ! તમારી ?' ભડકીને બાળકો બોલ્યાં.

નાનાં છોકરાં મોટે સાદે ડસકાં ભરવા લાગ્યાં. એમણે ભરવાડને દૂર કાઢયો. મેનાને ગળે હાથ ભરાવી લટકી પડયાં, ને એના કપાળે બચીઓ કરવા મંડયાં. બકરી બેં બેં કરવા લાગી.

• 'હેં જમના, આ બકરી આપણી નથી ?' કહીને ભીખે રોવા માંડયું.

ભરવાડે આડું જોયું ને ખભા ઉપરની પછેડી વતી

જલ્દી આંખો લોહી નાખી. કાળીદાસ શેઠ પૂતળાની માફક સ્થિર ઉભા હતા. એમણે બકરીને શીંગડા વતી ખેંચવા માંડી. 'મને વખત નથી, દેસાઈ. હવે એને લઇ જા.' કહીને નાનાં બાળકોની પ્રાર્થના તરફ ધ્યાન ન દેતાં આડા કાન કરી ચાલવા માંડયું.

જેવા કાળીદાસ શેઠ દેખાતા બંધ થયા તેવી જમના રેતમાંથી ઉઠીને મેના પાસે આવી, ને એને



ફૂણું ફૂણું ઘાસ ખવડાવવા લાગી. બિચારી મેના એના હાથ ચાટવા લાગી.

'ચાલો હવે ઘેર.' જમના બોલી.

'બહેન, મને ઉતાવળ નથી. તમારે જ્યાં સુધી ઉભા રહેવું હોય ત્યાં સુધી હું ઉભો રહીશ.' ભરવાડે કહ્યું.

જમનાએ એનો આભાર માની પાછું જોયા વિના ચાલવા માંડયું. એના નાના ભાઇઓ એની પાછળ પાછળ ચાલ્યા.

રસ્તે જતાં ભરવાડનો છોકરો મળ્યો. એને બધી વાતની ખબર પડી ગઇ હતી. હજી કલાક બે કલાક ઉપર જમનાએ પાવલી ખોટી છે કહીને એને મારમાંથી બચાવ્યો હતો એ વાત એને સાંભરી આવી. એટલે એ દોડયો દોડયો એના બાપ પાસે ગયો ને મેનાને બદલે બીજી બકરી ઈનામદારને ત્યાં મોકલવાની આજીજી કરવા લાગ્યો.

'મને એ જ વિચાર આવ્યો હતો.' કાનો ભરવાડ બોલ્યો, 'લે, તું આ બકરીને આપણા વાડામાં દોરી જા. હું કાળીદાસ શેઠને મળી આવું.'

* * *

'શેઠસાહેબ, જો ઇનામદારબાપાને ત્યાં નીરોગી ને પુષ્ટ બકરી મોકલવાની હોય તો આ બકરી નહિ ચાલે. આ સહેજ રોગી છે.'

રોગી બકરી ભેટ કરતાં શેઠને આનાકાની થવા માંડી એટલે કહે, ' પણ કાલે સવારમાં બીજી બકરી ઈનામદારને ત્યાં પહોંચાડી દેવાનું તું માથે લે છે ? ને આ બકરી જમનાને પાછી ના આપતો, કારણ તને બીજી ઓછી મફત મળવાની છે ! '

જમનાના ભાઈઓ ઘેર દોડયા ને કહ્યું, 'આપણી બકરી ભરવાડને ત્યાંજ રહેવાની છે.' એટલે જમનાને સહેજ આનંદ થયો.

* * *

અત્યારે ગંગાબાઇને વધારે ઠીક લાગતું હતું એટલે બધાંની સાથે એ જમવા બેસવાનાં હતાં. જમના વાળુની તૈયારી કરતી હતી. ભીખો ને હીરો દયાળજી ભાઈના આવવાની રાહ જોતા હતા તે બોલી ઊઠયા, ' જમના, આ આપણો ગવૈયો આવ્યો. '

' હા બહેન, ' ગવૈયો બોલ્યો, 'હું તારૂં ઘર શોધતો આવ્યો છું. આ રાધા મને તારૂં ઘર બતાવવા આવી છે. મને તારૂં નામ તો આવડતું ન હતું, પણ એણે ધાર્યું કે હું તારી જ વાત કરૂં છું. '

જમના બહાર આવી ને એને બોલતી સાંભળીને બુઢ્ઢાને ખૂબ આનંદ થયો. ' બહેન, અહીં તો હું અજાણ્યો છું ને દૂર દેશથી આવું છું.આ મારી સાથેનો છોકરો રાધાને ત્યાં રાત રહેવાનો છે, ને હું તારે ત્યાં. કેમ મને આજની રાત રહેવા દઈશ ને ? '

જમના દોડતી અંદર જઇ માને પૂછી આવી ને કહે, 'ચાલો મારી બા પાસે. તમે એની પાસે બેસો.'

આભાર માનતો માનતો ગવૈયો અંદર ગયો, ત્યાં એનું માથું બારણામાં ભચકાયું. 'ઘણાંય ઘર આથી ઊંચાં હોય છે, પણ એમનાં મન એટલાં ઊંચાં હોતાં નથી.'

હમણાં જ ડોસો કાળીદાસ શેઠના ઘર પાસે થઇને આવ્યો હતો ને બારણે ઉભેલી કીકીએ એને ધૂતકારી કાઢયો હતો.

સારંગી ને એકતારાની ઝોળીઓ ખીંટીએ ભરાવીને ગવૈયે કહ્યું, 'સૂઈ જતા પહેલાં આપણે એક ભજન ગાઈશું.'

તરતજ દયાળજીભાઇ દીલગીર ચહેરે આવ્યા ને જમના હસતી હસતી બોલી, 'બાપા, શુભ સમાચાર કહું? તમારે બીજા દસ દિવસ ઘેર રહેવાનું છે, ને કદાચ'—પોતાની થેલી બતાવતી બતાવતી કહે, 'કદાચ આમાં છે તે, ઉઘરાણીના પૈસા પતે તે, ને બીજા થોડાક રૂપિયાનો મારા કહેવા પ્રમાણે બંદોબસ્ત કરો તો સો રૂપિયા તો આમ થઈ જાય, ને પછી તમારે જવુંજ ના પડે!'

આમ બોલતાં બોલતાં જમના દયાળજીભાઇને બાઝી પડી.

દયાળજીભાઇએ એને ઉંચકી લઈને છાતીસરસી ચાંપી. એમનું હૈયું ભરાઈ આવ્યું.

પહેલાં તો એમને જમનાનું કહેવું શંકાભરેલું લાગ્યું, પણ ગંગાબાઇનું હાસ્ય, નાનાં છોકરાંની કીલકારીઓ ને જમનાનો આનંદ જોઈને એમને ખાત્રી થઈ કે પોતે સ્વપ્નમાં નથી, પણ જાગ્રત અવસ્થામાં છે.

પણ તરતજ મેમાન ઉપર નજર પડતાં એની ક્ષમા માગી ને પોતાને ઘેર પધારવા માટે એનો આભાર માન્યો ને જે છાશ રોટલો મળે તે સ્વીકારવાની વિનંતિ કરી.

વાળુ પછી ગવૈયો ભજન ગાય તે પહેલાં જમનાએ આપેલી થેલી દયાળજીભાઇએ છોડી. સાત રૂપિયા રોકડા ને ત્રણનું પરચુરણ જોઈને એમને નવાઈ લાગી, પણ જ્યારે બીજા ખાનામાંથી દસની નોટ નીકળી ત્યારે તો એ આભા જ બની ગયા.

'જમના, તારી પાસે આટલા બધા પૈસા ક્યાંથી?'

'ઘીદૂધની ઉઘરાણીના હોય તો કોણ જાણે?' ગંગાબાઇ બોલ્યાં.

'ના, ના, કેમ ખરૂં ને જમના ?'

દયાળજીભાઇ બોલ્યા, 'ઘી દૂધની ઉઘરાણીના

પૈસા તો આ રહ્યા. એ તો હજી મારી પાસે છે. ગામમાંની ઉઘરાણીના આ રહ્યા ઓગણીસ રૂપિયા, ને ઈનામદારને ત્યાંના હજી આવવાના બાકી છે. કેમ ગંગાબાઈ, તમને આમાં કંઈ સમજ પડે છે? જમના બેટા, કહે આ બધા પૈસા તારી પાસે ક્યાંથી? ને હજી મારે દસ દિવસ રહેવાનું છે એ શું? આ બધા સમાચાર તો શુભ છે, પણ મને સમજ પડતી નથી. બોલ બેટા, તારે શું કહેવાનું છે?'

જમનાને પોતાના વહાલા રાજારામની, મેનાની, ને ઓઢણીની વાત કહેવી પસંદ ન હતી. એમાંનો કેટલોક ભાગ પોતાના કામના વખાણ જેવો હતો ને બીજો કહેવાની એને જરૂર જણાતી ન હતી. પણ એના બાપે ને માએ બધી વાત જાણવાનો આગ્રહ કર્યો એટલે એણે નાછૂટકે બધી વાત બને તેટલી ટુંકમાં પતવી દીધી. મેનાની વાત આવી ત્યારે એનો ધાંટો લથડયો ને બધાં ગળગળાં થઇ ગયાં.

બુઢ્ઢો ગવૈયો પણ રોવા જેવો થઈ ગયો ને વારે વારે ગળું સાફ કરવા ખોંખારવા લાગ્યો.

પછી એણે સારંગી માગીને સૂર મેળવીને એક કરૂણ રસનું ગીત ગાયું.

૯

# કીકી ઈનામદારને ત્યાં

એ અંધ ગવૈયો શરદુત્સવની હરીફાઈનું રૂપિયા એકસો એકનું ઈનામ જીતવા આવ્યો હતો. જમના રહેતી હતી તે ગામથી દસ ગાઉ દૂર આવેલા શહેરમાં થનાર શરદુત્સવમાં જે ગવૈયો કોઈ પણ વાજિંત્ર ઉત્તમ વગાડે તેને એ ઈનામ મળવાનું હતું. એ ઇનામી હરીફાઇ પૂરી થયા પછી રળિયામણી રાતે રાસનો જલસો હતો, એટલે શરદુત્સવમાં કેટલાંય ગામમાંથી સારા સારા લોકો જવાના હતા.

શરદુત્સવ નજીક આવવા માંડયો તેમ તેમ કીકી વધારે વધારે આતુર થવા લાગી. એને રાસમાં ભાગ

લેવો હતો એટલે કોઈ પૈસાદાર પાડોશી પોતાના વાહનમાં એને લઈ જાય તેની રાહ જોતી હતી.

એટલે જ્યારે શેઠ ને ભરવાડ બે જણા જમનાની બકરીની વાતો કરતા હતા ને ઈનામદારને ત્યાંથી એક નોકર આવીને ખબર આપી ગયો કે આવતી કાલે એમને ઇનામદારને ત્યાં જમવાનું નિમંત્રણ છે ત્યારે એ રાજી રાજી થઈ ગઈ.

'હવે વસંતબહેન જાણશે,' કીકી બોલી, 'કે હું ખરેખર વિનયી છું, ને એ મને એમની સાથે શરદુ-ત્સવમાં લઇ જવાનું કહેશે. ગમેતેમ એ મને લઈ જવાનું કહે એવી પેરવી હું કરીશ.'

'ખરે, જે બાઈ જમનાને ઘેર મળવા જાય તેને તમને શરદુત્સવમાં લઈ જતાં ઘણો આનંદ થશે.' આયા બોલી.

'તો જો આયા, આજે રાત્રેજ મારે માટે નવી રેશમી ઓઢણી કાઢી મૂકજે. એ વિના ઇનામદારનાં બહેન મારે માટે ઊંચો અભિપ્રાય નહિ ધરાવે. અને બાપાએ રાસ માટે નવાં લુગડાં શીવડાવવાં જોઇએ. હું કાલે ઈનામદારને ત્યાંથી સ્ત્રીઓનાં લુગડાંની ફેશનો જોતી આવીશ. ને આયા, હું જમનાનો રાજારામ વસંત બહેનને ભેટ કરવા માગું છું. મને કંઇ એની

બહુ જરુર નથી, એટલે કાલે સવારમાંજ એ વસંત બહેનને મારા પ્રણામ કહીને ભેટ કરી આવજે.'

નવી રેશમી ઓઢણી પહેર્યાથી ને રાજારામ પોપટની ભેટને લીધે વસંતબહેન પોતાને માટે ઊંચો અભિપ્રાય ધરાવશે એમ ધારીને કીકી ઈનામદારને ત્યાં પહેલવહેલી ગઈ.

એણે કંઈકંઈ નવું જોવાની આશા રાખી હતી, પણ જ્યારે નોકર એને વસંતબહેનના ઓરડામાં મૂકી ગયો ત્યારે એ બેને સાદા પોશાકમાં એક ગાદી ઉપર બેસી શીવતાં જોઇને એને ખૂબ નવાઈ લાગી. આખા ઓરડામાં ક્યાંય ભપકો જણાતો ન હતો.

જ્યારે વસંતબહેને ફૂલની, બગીચાની ને હરવા ફરવાની વાતો કાઢી ત્યારે કીકીને એમાં રસ પડવાને બદલે ઉલટી ચીડ ચઢી. એણે વિચાર્યું, 'હુંય એમને બતાવું કે હું બીજી બાબતોની વાતો કરી શકું છું.' એટલે એણે ઊંચે સાદે જે બાબતોની એને પૂરી માહિતી ન હતી, તેની વાતો કરવા માંડી. એના ગૃહસ્થાઈના વિચિત્ર ખ્યાલોને લીધે વસંતબહેનને ને એમનાં ભાભીને શરૂઆતમાં તો મજા પડી, પણ પછી શરમ આવી.

જમવા બેસતા પહેલાં વસંતબહેન ને એમનાં ભાભી પોતાના ઓરડામાં ગયાં ત્યારે થોડોક વખત કીકી એકલી પડી. પાસે ટેબલ ઉપર ચિત્રોનાં આલ્બમ હતાં, નાનાં બાળકોને મજા પડે એવી વાતોની ચોપડીઓ હતી, પણ કીકીએ એના સામુંય જોયું નહિ. એને તો રાસનાજ વિચારો આવતા હતા. એટલામાં એકદમ એને યાદ આવ્યું કે રાજારામ સંબંધે તો કંઈ વાત જ નથી થઈ.

કીકી ઇનામદારને ત્યાં આવવાની હતી તેના શણગારની ગડમથલમાં પડવાને કારણે આયા સવાર-માં રાજારામ પોપટ ઇનામદારને ત્યાં મોકલવાનું વીસરી ગઇ તે હજી હમણાં જ આપી ગઈ. એટલે કામ કરનારી બાઇ વસંતબહેનના ઓરડામાં ખબર કહેવા ગઇ. 'બાઈસાહેબ, હમણાંજ કીકીબહેનના નમસ્કાર સાથે એક પોપટ કીકીબહેનની આયા ભેટ આપી ગઇ.'

કામ કરનારી બાઇના અવાજ ઉપરથી વસંત-બહેનને લાગ્યું કે એ વાત એને પસંદ આવી નથી. એટલામાં એ બાઈએ વધારે પાસે જઈને કહ્યું, 'મને ખાત્રી ન થાય ત્યાં સુધી બોલવાની ટેવ નથી. પણ બાઈસાહેબ, આ પોપટ જોઇને મને જે વિચારો

આવ્યા તે આપને કહેવાની મારી ફરજ સમજું છું. પછી આપને યોગ્ય લાગે તે કરજો.

ગઇ સાલજ આપના મામા માંદા પડયા, તે અરસામાં એક વાઘરી પાંચ છ પોપટનાં બચ્ચાં લઇ આવ્યો હતો, તેમાંથી એમણે એક જમનાને ભેટ આપ્યું હતું. હવે જો નજરદોષ ન થતો હોય તો આ એજ પોપટ છે. મને લાગે છે કે જમનાએ જાતે રાજી ખુશીથી એ પોપટ કીકીને આપ્યો નહિ હોય. આ પોપટ કીકીના હાથમાં કેવી રીતે આવ્યો તે હું કહી શકતી નથી, પણ મારો ભીમો કદાચ એ વાત જાણતો હોય. કારણ આ નોરતાંમાં એ માતાના ચોકમાં રોજ રમવા જતો હતો. જો આપની ઈચ્છા હોય તો એ ઘેર આવે ત્યારે હું એને પૂછી જોઉં.'

'ઠીક, ને બનશે તો હું કીકીને પૂછી જોઇશ.' વસંતબહેન બોલ્યાં.

ભોજન પીરસાયું. જમતી વખતે વિવિધ વાતો નીકળી. એક વખત પાળી શકાય તેવાં જાનવરોની વાત ચાલી. શેઠે જોયું કે હવે ઇનામદારે પોતાની ભેટ સ્વીકારી છે કે નહિ તે જાણવાનો વખત આવ્યો છે. એટલે શેઠ કહે, ' આપને શું ગમે ? '

ઇનામદાર શેઠનું મન વર્તી ગયા. એમણે બકરી મોકલવા માટે શેઠનો આભાર માન્યો ને કહ્યું, ' ભેટ

ન સ્વીકારવાની મેં પ્રતિજ્ઞા લીધી છે, એટલે એ બકરી મેં ભરવાડ સાથે પાછી મોકલી છે. કારણ ગરીબ ખેડુતોને એ રીત પોસાય નહિ.'

શેઠને નવાઇ લાગી. એ ખીજાયા, કારણ એમને ઈનામદારનું દયાળુ હૃદય ને ન્યાયી સ્વભાવ ન ગમ્યાં.

જમ્યા પછી પાનસોપારી લેતી વખતે ઇનામદારનાં વહુ બોલ્યાં, ' વસંતબહેન, હવે થોડું સંગીત થવા દો.'

કીકી જે શેઠની માફક વાત કરવાની તક શોધતી હતી તે બોલી, ' ઉત્તમ વાજિંત્ર સારંગી ' ને પછી તો શરદુત્સવની, ઇનામી હરીફાઈની ને રાસની વાતો ઉપર ઉતરી પડી. ' પાસેના ગામના શેઠની વહુએ મને એમના વાહનમાં શરદુત્સવમાં લઇ જવાનો સંદેશો મોકલ્યો હતો પણ મારા બાપુ ના પાડે છે.' ને પછી એ વસંતબહેન સામું જોઈ રહી.

થોડુંક સંગીત થયા પછી વસંતબહેન ને એમનાં ભાભી સાથે બગીચામાં ફરવા ચાલી.

' પેલા માંડવા નીચે એક પોપટ છે, ત્યાં ચાલો.'

કીકીને લાગ્યું કે વસંતબહેને એની ભેટ સ્વીકારી છે.

એ વખતે ભીમો એની માને શોધતો શોધતો ત્યાં

આવ્યો, પણ જેવી એની નજર પોપટ ઉપર પડી તેવોજ એ ચમકી ઉઠ્યો, 'જમનાનો રાજારામ અહીં ક્યાંથી?'

'જા જા હવે જમનાના રાજારામવાળા!' કીકીએ કહ્યું ને એના ગાલ ઉપર રતાશ ચડી આવી. 'એ તો મારો છે ને મેં વસંતબહેનને ભેટ કર્યો છે.'

કીકીને આમ બોલતી જોઇને ગુસ્સે થઇને વસંતબહેનના તરફ ફર્યો.

'કેમ ભીમા, શું છે?' ભીમાને શાંત પાડતાં વસંતબહેને કહ્યું.

પણ ભીમો એમ કંઇ શાંત પડે એવો ન હતો.

'વસંતબહેન, રજા આપો તો બોલું,' ભીમે પૂછ્યું. પણ રજાની વાટ જોયા વિના એણે જમનાના વાડામાંથી પોપટ કેમ ઉડી ગયો, પોપટ પાછો લેવા જમના ગઈ ને નિષ્ફળ નીવડી, રોવા કીકી પાસે ગઇ ને કીકી કેવી લોભી ને નિર્દય રીતે વર્તી એ બધી વાતો એણે લંબાણથી કહી.

કીકીએ એથી જૂદીજ વાત રજુ કરી.

જ્યારે એનું કહેવાનું પૂરૂં થયું ત્યારે એણે જોયું કે એની વાત કોઇ માનતું જ નથી ત્યારે એ શરમીંદી થઇ ગઇ. પણ તરતજ પાછી બોલી ઉઠી, 'અરે ભગવાન, આ ભૂંડો પોપટ જ મેં ન જોયો હોત તો! જમનાએ શું કામ એને ઉડવા દીધો!'

ને બોલતાં બોલતાં એને ખબર ન રહી કે એ પોતે જ ભીમાની વાતને ટેકો આપતી હતી.

'આ બધા કઠણ અનુભવો પછી હવે જમના ડાહી થશે ને ફરીથી પોપટને નહિ ઉડી જવા દે. આપણે એ પોપટ ભીમાને આપીએ તે જમનાને પાછો આપી આવે.' વસંતબહેન ધીમેથી બોલ્યાં.

'જેવી તમારી મરજી.' કીકીએ ચોભીલી થઇને કહ્યું.

એટલે વસંતબહેને એ પોપટ ભીમાને આપ્યો ને ભીમો કૂદતો કૂદતો ને ગાતો ગાતો ત્યાંથી જતો રહ્યો.





૧૦

# જમના નવાઈમાં

જમનાના ઘરના બારણા પાસે આવી પહોંચ્યા પછી ભીમો એકદમ ખમચી ગયો. એને વિચાર આવ્યો, કે 'આ રાજારામ રાધાને હાથે જમનાને આપ્યો હોય તો ઠીક.'

બધાં છોકરાં માતાવાળા ચોકમાં રમતાં હતાં. એ બધાં જમનાના રાજારામને જોઇને રાજીરાજી થઈ ગયાં. ભીમે પાવો લીધો, બીજાં બે છોકરાંએ નગારીઓ લીધી. બધાં વગાડતા વગાડતા ને ગાતાં ગાતાં સરઘસના રૂપમાં જમનાના ઘર તરફ ચાલ્યાં.

બધાં જમનાના વાડામાં પેસે ત્યારપહેલાં ભરવાડનો છોકરો મળ્યો. એ કહે, 'તમે બધાં ક્યાં જાઓ છો ?'

'જમનાને ત્યાં. રાજારામ આપવા.'

'તો ઉભા રહો. મારે પણ થોડું કામ છે. મારા બાપાને પૂછી આવું.' કહીને એ ઘર ભણી દોડયો.

છોકરાં થોડી વાર થોભ્યાં ત્યાં બકરીનો બેંબેં અવાજ સંભળાયો ને જૂએ તો કાના ભરવાડનો દીકરો જમનાની બકરી મેનાને દોરીને આવતો હતો, ને પાછળ એનો બાપ હતો.

‘ એ તો જમનાની મેના.’ રાધા બોલી ઉઠી.

‘ હા હા, એજ. ’ બધાંએ આનંદમાં આવી જઇને બૂમ પાડી.

કાનો ભરવાડ કહે, ‘ મને આખી દુનિયાનું રાજ્ય મળે તોય હું શેઠ જેવો થવાનું ના માગું. શેઠ તો આ બકરી ઈનામદારને ભેટ આપવા લઇ ગયા હતા, પણ એમણે ભેટ સ્વીકારવાની ના પાડી, એટલે આ બકરી જમનાને પાછી આપવાની છે. જોકે આ બકરી રોગી છે એમ શેઠને સમજાવીને હું ઈનામદારને બીજી બકરી આપવા ગયો હતો. સવારમાંજ એ હું જમનાને આપી આવ્યો હોત, પણ શહેરમાં થોડું કામ હતું તે પરવારીને હમણાંજ આવ્યો.

ત્યાં આ કાળો આવીને કહે, ‘ બધાં છોકરાં જમનાને રાજારામ આપવા જાય છે તો હું આ બકરી પણ સાથે સાથે લઈ જઉં ? ’ રાતના તેમજ આજ દી બધો બકરીને પેટ ભરીને ચારો નીર્યો છે, એટલે એ વાતની ચિંતા ન કરશો. ’

હવે છોકરાં વધારે આનંદમાં આવી જઇને, પાવો ને નગારીઓ વગાડતાં વગાડતાં, ગીત ગાતાં ગાતાં, પોપટ ને બકરી બે લઇને, જમનાના વાડામાં દાખલ થતાં હતાં, ત્યાં રાધાનો બાપ ગામડે લુગડાંની ફેરી ફરવા ગયેલો તે પાછો આવી પહોંચ્યો. એણે બધી વાત જાણી એટલે ખુશ થઈને રીબનના થોડા રંગબેરંગી કટકા આપ્યા, જેનાથી રાધાએ બકરીને શણગારી.

પાવાવાળા ભીમાને તેમજ નગારીઓવાળા હીમા તથા ખીમાને આગળ રાખીને સરઘસ જમનાના વાડામાં પેઠું.

જમના પાછળના વાડામાં કામ કરતી હતી એટલે આ બધો અવાજ એના સાંભળવામાં ખૂબ મોડો આવ્યો. અવાજ સાંભળીને એ બહાર આવી.

બધાં બાળકો મેનાને વીંટી વળીને ઉભાં હતાં એટલે જમના પોતાની પાળેલી બકરીને જોઈ શકી નહિ. તેમજ પાવાવાળો ભીમો ને નગારીવાળા છોકરાઓ ઊંચે અવાજે વગાડતાં હતાં, ને બીજાં એટલા જ ઊંચે સાદે ગાતાં હતાં કે જમના બકરીનો અવાજ પણ સાંભળી શકી નહિ.

જેવી જમના ટોળા પાસે ગઈ કે તરતજ બધાં બાળકો એને વીંટાઈ વળ્યાં ને એણે રાજારામને પંપાળતી રાધાને હસતી જોઇ.

'લે, લે.' રાધા બોલી.

જમનાને ખૂબ આનંદ થયો. સાથે સાથે નવાઈ લાગી.

'હજી તો બીજું કંઈક છે.'

ગીત ને વાજાં બંધ થયાં, ને જમનાએ બકરીનો બેંબેં અવાજ સાંભળ્યો. ઊંચા થઈને જોતાં એણે મેના જોઇ. જોતાંજ એને હર્ષનાં આંસું આવ્યાં.

'તારાથી છૂટા પડતી વખતે મેં એક પણ આંસુ સાર્યું નથી, મારી મેના!' કહેતી જમના મેનાને ભેટી પડી. 'મારા માબાપના સુખની ખાતર તારાથી છૂટા થવું પડયું. બીજા કોઇની ખાતર, અરે! મારી પોતાની ખાતર મેં તારો વિયોગ વેઠયો ન હોત. બહેનો, હું તમારી આભારી છું.'

બધાં છોકરાં જમનાને આનંદમાં આવી ગયેલી જોઈને વધારે ને વધારે ખુશી થયાં.

'હવે જો મારી મા સાજી થઈ જાય, ને બાપાને દસ દિવસ પછી જવું જ ન પડે તો પછી મારે શું દુઃખ છે!' બધાંને વાડાના ઝાંપા સુધી વળાવવા આવેલી જમના બોલી.

ત્યાં તો પાછળથી કોઈ કર્કશ ઘાંટે બોલ્યું, 'ચાલો, એ! રસ્તો રાખો. રસ્તો કેમ રોકી રાખ્યો છે?'

કાળીદાસ શેઠ કીકી સાથે ઇનામદારને ત્યાંથી જમીપરવારીને પાછા ફરતા હતા. એમણે બકરી જોઈ, પણ જાણે જોઈ જ ના હોય તેમ વિચારમાં ને વિચાર-માં ચાલ્યા ગયા.

કીકીએ પણ રાજારામને જોયો ને મોં ચઢાવીને ચાલતી થઈ. જે નવી ઓઢણી જોવા બધાં એના તરફ ધારીધારીને જોશે એમ તે ધારતી હતી તે ઓઢણી જાણે એનો શરમીંદો પડેલો ચહેરો ઢાંકતી હતી.

' કીકીએ પોપટ જોયો તેથી હું રાજી થઇ.' રાધા બોલી.

' હા, એ ઠીક થયું.' ભીમે ટાપસી પૂરી. ' એમ કંઈ નોરતાંના દિવસ વિસરાઈ જાય એ કેમ બને ? '

' ને હુંય કંઇ ભૂલી જઇશ ?' પોતાના સાથીઓ તરફ પ્રેમાળ હાસ્ય ફેંકતી ચારે બાજુ જોતી જમના બોલી. ' આ નોરતાં વખતની તમારી ભલાઈ કંઈ મારાથી ભૂલી જવાશે ? હવે મને મારો રાજારામ મળ્યો છે એટલે મારે તમારાં બધાંના પૈસા પાછા વાળવા જોઈએ. '

' ના, ના. ' બધાં સાથે બોલી ઉઠયાં. ' અમારે એ પાછા લેવા નથી. તમારા બાપુ માટે એ પૈસા રાખી મૂકો. '

દયાળજીભાઇના જવાની વાત આ બાળકોથી અજાણી ન હતી.

'ઠીક. પણ એ પૈસા આ વખતે સ્વીકારતાં મને અભિમાન થતું નથી. હું પૈસા તો રાખીશ, પણ કોઈ વખત બે ચાર પાંચ વર્ષે કમાઇને.... ....'

'બસ.' ભીમો બોલ્યો. 'હવે પૈસાની વાત બંધ કરો. હજી જમનાએ રાજારામ ને મેના સામું જોયું જ નથી, તો ચાલો આપણે.'

બાળકો બધાં માતાના ચોક તરફ વળ્યાં. ભીમો છેક છેલ્લે સુધી ઉભો રહ્યો.

પાછા ફરતાં ફરતાં એણે કહ્યું, 'મેનાની ડોક ને શીંગડીએ બાંધેલી રીબનના કટકા રાધાના બાપુએ આપ્યા.'

પછી રાજારામ કેવી રીતે ઈનામદારને ત્યાં ગયો, ને ત્યાંથી કેવી રીતે એની પાસે આવ્યો, તેમજ ઈનામ-દારે બકરી પણ કેવો રીતે પાછી વાળી, એ બધી વાત ભીમાએ જમનાને કહી.

ભીમો બોલતો હતો ને જમના પોતાને હાથે વાડેથી પાલો તોડી તોડીને મેનાને ખવડાવતી હતી. 'મારા વહાલા રાજારામ, હવે તું કેવી રીતે ઉડીશ? હું તારી પાંખો જ કાપી લેવાની છું. પણ તારો વિયોગ મારાથી સહન નહિ થાય.'

'ના બહેન, એવું ના કરશો. હું મારે ત્યાંથી એને માટે પાંજરૂં લઈ આવું.' કહી ભીમો પાંજરૂં લેવા દોડયો.

ભીમો પાંજરૂં આપીને પાછો વળતો હતો ત્યાં એને યાદ આવ્યું કે એની બાએ ગંગાબાઈને સંદેશો કહેવાનો કહ્યો છે, એટલે એ એમને મળવા ઘરમાં ગયો. જઇને રાજારામની બધી વાત એમને કહી. એટલામાં દયાળજીભાઇ આવી પહોંચ્યા, એટલે એને પાછી બધી વાત પહેલેથી કહેવી પડી.

દયાળજીભાઇ જમનાને એનાં બે પાળેલાં પ્રાણી સાથે જોઇને ખુશ થઈ ગયા, ને એ જાતે મેનાને પાલો ખવડાવવા લાગ્યા. પછી એમણે વાટકો ભરીને મેનાને ને રાજારામને દૂધ પાયું.

ભીમો જ્યારે પાછો ફર્યો ત્યારે કીકી ને એની આયા રોજની માફક બારીએ બેસી ચારે તરફ જોતાં હતાં. એટલે એણે વાડાનો ઝાંપો બરાબર વાસ્યો કે રખેને જમનાની બકરી પોપટની પેઠે કીકીના બગીચામાં જાય ને સપડાઇ જાય.

૧૧

# કીકી આફતમાં

દિવસ ચઢતો ગયો તેમ કીકી વધારે ને વધારે ખીજવાતી ગઈ. કારણ એની હલકાઈ ઉઘાડી પડી ગઇ હતી. છતાંય હજી એનો વિચાર ભૂલ સુધારવાનો ન હતો. હજીએ એના મગજમાં શરદુત્સવના વિચાર ઘોળાતા હતા.

'ઠીક, આયા, શું બન્યું છે તે તું જાણે છે.' કીકીએ આયાને કહ્યું, 'પણ જો, વસંતબહેન મને શરદુત્સવમાં લઈ જવાનું કહેશે નહિ તો કોઈ ને કોઈ તો જરૂર મને લઈ જશે એમ હું ધારૂં છું.'

પાસેના જે શહેરમાં શરદુત્સવ થવાનો હતો તેમાં કેટલાક અમલદારો રહેતા હતા. એમાંના કેટલાકને ત્યાંના વેપારીઓની ઉઘરાણી ચડી ગઇ હતી ને દીવાળી માથા ઉપર હતી એટલે વેપારીઓ તગાદો કરતા

હતા, એમાંથી કાળીદાસ શેઠે એમને ઉગારી લેવાનું વચન આપ્યું હતું. તેથી એ અમલદારો શેઠને વારે ઘડીએ જમવા કે ચા પીવા બોલાવતા. અમલદારો એમ માનતા કે શેઠના તરફ ભાવ રાખીશું તો શેઠ વગર વ્યાજે પૈસા ધીરશે. શેઠ એમ માનતા કે કચેરીનાં કામો નીકળશે. એક બે જણે તો કીકીની પણ સહેજ-સાજ ખબરઅંતર પૂછતાં રહેવાનું પોતાની સ્ત્રીઓને કહ્યું હતું.

એટલે કીકીએ આયાને એમ કહ્યું કે વસંતબહેન પોતાને શરદુત્સવમાં નહિ લઈ જાય તો આ અમલદારની વહુ તો જરૂર લઈ જશે.

'આજે સાંજે અમલદાર ને એમનાં વહુ જમવા આવવાનાં છે. એમને મધ બહુ ભાવે છે એમ એ કહેતાં હતાં, તો આપણે ત્યાં મધ છે કે નહિ?'

'ના, કાલે જ ખલાસ થઈ ગયું.'

'પણ તો ક્યાંકથી લઈ આવવું જોઇએ.'

'મને માલમ છે ત્યાં સુધી આટલામાં કોઇને ત્યાં નથી.'

'તે કોઇને ત્યાંથી ઉછીનુંય મળે એમ નથી? હા, ભૂલી ગઈ. જમનાને ત્યાં ઝાડ ઉપર મોટો મધપૂડો

બાઝયો છે, તે એને ત્યાં જા. ને કહેજે કે અમલદારનાં વહુ આવવાનાં છે તે સારૂ જોઇએ છે.'

કીકીની આયા તરતજ જમનાને ત્યાં ગઈ ને કહ્યું, 'કીકીબહેને રામરામ કહ્યા છે ને જો તમારે ત્યાં મધ હોય તો થોડું ઉછીનું મંગાવ્યું છે. કારણ આજ સાંજે અવલકારકુનનાં વહુ જમવા આવવાનાં છે તેમને મધ બહુ ભાવે છે.'

પણ જમનાનાં મા બધી દવા મધમાંજ લેતાં તેથી જમના આયાને બહુ મધ ના આપી શકી.

જ્યારે કીકીએ જોયું કે જમનાએ મધ બહુ થોડું આપ્યું છે ત્યારે એણે એને કંજુસ કહી ને વધારે માગવા ચાલી. 'આયા, ચાલ મારી સાથે.' ને જતી વખતે ભૂલી ગઈ કે રાબ પીધી તે દિવસે પોતે બોલી હતી કે તારે ત્યાં હું ફરી પગ નહિ મૂકું.

'જમના.' એણે કહ્યું. 'અવલકારકુનનાં વહુ આજે મારે ત્યાં આવવાનાં છે, તેમને માટે મધ જોઈએ છે તે આપને. આવી અડચણ વખતે આપણે એક બીજાને મદદ કરવી જોઈએ.'

'ને આપણે મદદ ન કરીએ તો કોણ કરે?' આયાએ હાજિયો પૂર્યો.

જમના ઉદાર હતી, પણ પોચી ન હતી. પોતાના ઉપર વહાલ રાખનારને માથું આપે એવી હતી. પણ જે કીકી એને પજવવામાં બાકી રાખતી નહિ, તે ખુશામત કરીને એની પાસેથી કંઈ લઈ જઈ શકે એમ ન હતું. એટલે એણે જવાબ આપ્યો કે 'વધારે મધ નથી.'



કીકી ગુસ્સે થઇ ને બોલી, ' હું કહું છું, તારે મને

મધ આપવું પડશે. માટે ભાઇની ભલાશે આપી દે. બોલ, શું જવાબ દે છે? આપે છે કે નહિ? નહિ તો પેલો મધપૂડો તોડી લઉં છું.'

'અરે બહેન, પણ હજી એ મધપૂડો પૂરો ભરાયો નથી ને.'

'ભલે, ન ભરાયો હોય.' કહી જમના અટકાવે ત્યાર પહેલાં કીકી સડસડાટ ઝાડ ઉપર ચડી ગઇ. ને ઉતાવળમાં ને ઉતાવળમાં મધપૂડો ઉખાડવા ગઇ ત્યાં માખીઓ ઉડી ને ચોમેરથી એને વીંટાઈ વળીને કરડવા લાગી.

આયા તો બૂમો પાડવા લાગી.

જમના પાસે બીજા ઝાડને ઓથે ઉભીને કહેવા લાગી, 'બહેન, એ માખોને ચીડવશો નહિ. છાનાં-માનાં ઉભાં રહેશો તો નહિ કરડે.'

પણ કીકી છાનીમાની ઉભા રહેવાને બદલે આમ તેમ હાથ વીંઝવા લાગી, પગ પછાડવા લાગી, ને જોસથી બૂમો મારવા લાગી. ત્યાં એનો પગ ખસી ગયો તે ધબાક દઇને ભોંય ઉપર પડી ને રોવા લાગી. એના હાથ ને મોં સૂજી ગયાં હતાં.

દોડતી દોડતી જમના આવીને એને ઉંચકીને ઘેર લઈ ગઈ.

આયા પોતાનો વાંક કેમ ઢાંકવો તેની તરકીબ-માં પડી.

'અરે કીકીબહેન, તમે ત્યાં ગયાં એ જ ભૂલ કરી. હવે શેઠ મને કાઢી મૂકશે. હું શું કરીશ ?'

'તને કાઢી મૂકે તેમાં મને શું ?' કીકી રોતી રોતી બોલી. 'ઓય ઓય બાપરે ! આ હાથ ને મોં તૂટી પડે છે. મને કોઈ દવા ચોપડો રે ! અરે પણ સાંજે અવલકારકુનનાં વહુ જમવા આવશે ત્યારે હું શું મોં બતાવીશ ને પછી પરમ દિવસે શરદુત્સવમાં કેમ જવાશે ?'

'બહેન, હવે એ વિચાર શા ? આ સોજો ઉતરતાં સહેજે પાંચ છ દિવસ થશે. એ તો ઠીક, પણ તમારા બાપુ આવશે ત્યારે મને શું કહેશે ?'

જ્યારે જમનાને લાગ્યું કે હવે વધારે રોકાવું યોગ્ય નથી ત્યારે એ પાછી ફરી. બારણામાં જ એને કાળીદાસ શેઠ મળ્યા.

નવા ઈનામદારને ત્યાં બીજી વાર જઈ આવ્યા પછી શેઠ બધી વાતોનો ફરીથી વિચાર કરતા હતા. એ તો સ્પષ્ટ હતું કે ઈનામદાર, એમનાં બહેન, ને

એમનાં વહુ, ત્રણેને દયાળજીભાઇના કુટુંબ માટે ઊંચો અભિપ્રાય હતો. એટલે પોતે એમની સાથે મિત્રભાવે ન વર્તવામાં ભૂલ કરે છે એમ શેઠ સમજ્યા તો ખરા. એમને ખાત્રી થઈ કે જો જમનાની મેનાની વાત ઇનામદારને બંગલે પહોંચી તો પોતાનું આવી બન્યું સમજવું. એટલે દયાળજીભાઈ સાથે ભલાઈથી રહેવામાં ફાયદો હતો.

એટલે જ્યારે શેઠે જમનાને દીઠી ત્યારે એ હસતા હસતા બોલ્યા, ' જમના, તારી બાને કેમ છે? કેમ, એમને માટે કોઈ ચીજની જરૂર છે? કીકી, કીકી, નીચે આવ. જો, જમનાને શું જોઇએ છે? '

પણ કીકી શું જવાબ આપે?

શેઠ ધબધબ કરતા દાદર ઉપર ચડયા. ચડતાં જ કીકીનું ફૂલેલું મોં જોઇને પગથિયામાં જ ઉભા રહી ગયા.

શેઠ બોલ્યા ત્યારપહેલાં જ આયાએ કીકીની ગેરવર્તણુકની બધી હકીકત મીઠુંમરચું ભભરાવીને કહી.

સાથે સાથે કીકીએ પણ પોતાનો વાંક ન નીકળે એવા શબ્દોમાં આયાથી તદ્દન જૂદી જ હકીકત રજુ કરી.

તરતજ શેઠે આયાને નીચે મોકલી દીધી, ને કીકીના તરફ ફરીને ઊંચે સાદે બોલ્યા, ' જ્યારે

જમનાએ એનાથી આપી શકાય એટલું થોડું મધ પણ આપવાની ઉદારતા બતાવી, ત્યારે તું એની સાથે એ રીતે વર્તવાની હિંમત કેમ કરી શકી? હવેથી એ નહિ ચાલે.'

જમના નીચે ઉભીઉભી બધું સાંભળતી હતી. તે હવે ઉપર ગઈ, ને ગુસ્સે થયેલા કાળીદાસશેઠને કીકીને માફ કરવા વિનંતિ કરવા લાગી.

'બહેન, તું ખૂબ ભલી છે. આખું ગામ તારા ઉપર ખુશ છે એ ખોટું નહિ,' શેઠ બોલ્યા. 'તારે ખાતર હું એને માફી આપું છું.'

જમનાએ ઘણીજ નવાઈ સાથે શેઠનો આભાર માન્યો. પણ છતાંય પોતાની બકરી તરફનું શેઠનું વર્તન એ ભૂલી શકી નહિ. ને હજી તો પોતાને રાંધવાનું બાકી છે એમ કહીને ઉતાવળે ઘર તરફ ચાલી.

શેઠે જોયું કે ભોળી જમના મીઠામીઠા શબ્દોથી ભોળવાય એવી નથી. એજ રીતે જ્યારે એ દયાળજી-ભાઈ સાથે વાત કરવા લાગ્યા ત્યારે એ સીધોસાદો પ્રમાણિક ખેડુત શેઠના મોં સામેજ નવાઇથી જોઈ રહ્યો.

## ૧૨

# શરદુત્સવની હરીફાઈ

હરીફાઈ વખતે શમિયાણો આખો ચીકાર હતો. જે જે ગવૈયાઓ ઈનામી હરીફાઈમાં ભાગ લેવાના હતા તેમને માંચડાની એક બાજુએ બેસાડવામાં આવ્યા હતા. એમાં આપણો અંધ ગવૈયો પણ હતો. એનો પોશાક બીજાઓના જેવો ભપકાદાર ન હતો એટલે સામાન્ય રીતે પ્રેક્ષકોની નજર એના પર ઠરતી ન હતી. ત્રણ ગૃહસ્થો ને બે સન્નારીઓને પરીક્ષક તરીકે નીમવામાં આવ્યાં. વસંતબહેન જે સંગીતમાં પ્રવીણ હતાં તે પણ એક પરીક્ષક હતાં.

હરીફાઈ શરૂ થતાં શાન્તિ પ્રસરી ગઈ. એક પછી એક ગવૈયે પોતપોતાનાં પ્રિય વાજિંત્રોના સૂર મેળવીને બજાવવા માંડયું. જેમ જેમ ગવૈયા બજાવતા ગયા તેમ તેમ પ્રેક્ષકોને લાગવા માંડયું કે આ છેલ્લું બજાવનારને ઇનામ મળવું જોઈએ.

અંધ ગવૈયો છેક છેલ્લો હતો. એણે પોતાની સારંગીના સૂર મેળવ્યા ને એવા સાદા તથા કરૂણ ભાવનું ગીત પોતાની સારંગીમાં ઉતાર્યું કે બધાંનાં હૃદય લાગણીથી હાલી ઉઠયાં. બધાં એના વાદનથી ખુશ થયાં ને સારંગીના સૂર બંધ પડયા પછી કેટલીયે ક્ષણ સુધી નીરવ શાન્તિ પ્રસરી રહી.

આખરે તાળીઓના ગડગડાટથી પ્રેક્ષકોએ અંધ ગવૈયાને વધાવી લીધો. બધા પરીક્ષકોએ એકમતે નક્કી કર્યું કે અંધ ગવૈયાને ઇનામ આપવું.

જે સાદા ને કરૂણ ભાવના ગીતે બધાંનાં હૃદય હાલી ઉઠયાં તે ગીત અંધ ગવૈયાએ જાતે જ બનાવ્યું હતું. એ ગીતના શબ્દો આપવાની માગણી થતાં ગવૈયે કહ્યું કે પોતે અંધ છે એટલે લખી નહિ શકે. પણ જો બધાની ઈચ્છા હોય તો એને એ ગીત ગાવામાં વાંધો નથી.

વસંતબહેન કાગળ પેનસીલ લઈને એ ગીતના શબ્દો લખવા મંડયાં. ગીતનું નામ ‘ જમનાનો બકરી માટે વિલાપ ’ હતું.

લખતાં લખતાં વારેવારે વસંતબહેન ઈનામદારની સામે જોતાં હતાં. ગવૈયો ગીત પૂરું કરી રહ્યો તેવાજ

ઈનામદાર એની પાસે ગયા ને કેટલાક પ્રશ્નો પૂછતાં જમનાની બકરી ને કાળીદાસ શેઠની ક્રૂરતાની આખી વાત એમના જાણવામાં આવી ગઈ.

આ હરીફાઈ વખતે શેઠ જાતે હાજર હતા. ગીતના શબ્દો ઉતરાવતી વખતે ઈનામદાર શેઠન સામું જોતા હતા તે વખતે શેઠ ફીક્કા પડી ગયા હતા ને થરથર ધ્રૂજી ઉઠયા હતા. ઈનામદાર ગવૈયા પાસે ગયા તે વખતે શેઠ લથડતા પગે ઉઠીને બહાર ચાલ્યા ગયા.

ગવૈયાને એકસોએક રૂપિયાનું ઇનામ આપવામાં આવ્યું. તરત જ એણે પોતાના સાથી પાસે એક કાગળ લખાવ્યો ને એ કાગળ તરતજ ટપાલમાં નાખી દેવાનું કહ્યું.

ત્રીજે દિવસે બપોરે દયાળજીભાઈ ગંગાબાઈ સાથે બેસીને વાતો કરતા હતા કે ' હવે જવું પડશે. તેમ આપણી આર્થિક સ્થિતિ પણ એવી નથી કે આપણે બીજાને મોકલી શકીએ. '

એટલામાં બારણે કોઈનો અવાજ સંભળાયો. જૂએ તો ટપાલી દયાળજીભાઈના નામનો કાગળ લાવ્યો હતો.

' મને કાગળ લખે એવું કોણ છે?' દયાળજીભાઈ વિચારમાં પડયા ને પરબીડિયું ફાડીને લખનારનું નામ

'આપનો આભારી લક્ષ્મણ' જોઇને ફરીથી વિચાર-માં પડયા.

'ને આ શું?' કહેતાં કાગળમાંથી બીજું પર-બીડિયું ભોંય પર પડયું. 'આ કાગળ વાંચી જોવા દે, એટલે બધી સમજ પડશે.'

દયાળજીભાઈ ચટાઇ ઉપર બેસીને કાગળ વાંચવા લાગ્યા:

'મારાં વહાલાં મિત્રો,

શરદુત્સવની હરીફાઈમાં મને એકસોએક રૂપિયાનું ઇનામ મળ્યું છે જાણી તમે ખુશ થશો. પણ એ ઇનામ માટે હું બહેન જમનાનો ઋણી છું. જે સાથે બીડેલા ગીત ઉપરથી જોઇ શકશો. મારા તરફની તમારી મમતાને લીધે તમારા કુટુંબની થોડીક હકીકત હું જાણી શકયો. તમે જ્યારે જમનાની નાનકડી કોથળી-માંની સીલક ગણતા હતા ત્યારે હું હાજર હતો. એટલે એ બધીનો શો ઉપયોગ થવાનો છે તે પણ જાણી શકયો. મારા માનવા પ્રમાણે હજી તમે પૂરેપૂરી રકમ એકઠી કરી શકયા નહિ હો, એટલે સાથેના પરબીડિયામાં બીડેલી પચાસ રૂપિયાની નોટનો તમે ઉપયોગ કરશો એમ આશા રાખું છું.

તમને પૈસા આપતાં મને સહેજ પણ આંચકો આવતો નથી. હું દેખાઉં છું તેટલો ગરીબ નથી,

પણ મને એમ કરવામાં ખૂબ મજા આવે છે. એ ફાટલાંટૂટલાં લુગડાંમાં હું દુનિયાનાં વિવિધ સ્વરૂપો સારી રીતે જોઈ શકું છું. મારા જેવા તો ઘણા ફરે છે. ને તમારા જેવા પ્રમાણિક માણસોને મદદ કરતાં મને બહુ આનંદ થાય છે. તમારું ભલું થાઓ.

આપનો આભારી

'લક્ષ્મણ.'

દયાળજીભાઈના કહેવાથી જમનાએ બીજું પરબીડિયું ખોલીને અંદરથી ગીત ને પચાસની નોટ કાઢી. કવિતા જૂએ તો 'જમનાનો બકરી માટે વિલાપ' વાંચીને એને નવાઈ લાગી. ગંગાબાઈ પણ એ ગીત વાંચવા જમનાની ઉપર વાંકાં વળીને નમ્યાં. પણ ગીત પૂરૂં થતા પહેલાં જ બારણે કોઈ આવ્યું હોય એમ લાગ્યું, એટલે ગીત ત્યાંનું ત્યાં જ રહ્યું.

૧૩

# શેઠ મુશ્કેલીમાં

ટપાલી બીજો કાગળ લઈને આવ્યો ન હતો. એ તો ઇનામદાર, એમનાં બ્હેન ને એમનાં વહુ હતાં.

એમના આવવાનો ઇરાદો એ હતો કે દયાળજી-ભાઈને બદલે જનાર માણસને રૂપિયા આપવા માટે દયાળજીભાઈને વગર વ્યાજે જોઇતી રકમ ધીરી એમને સંકટના સમયમાં મદદ કરવી. પણ એમને જણાયું કે હવે મદદની જરૂર રહી ન હતી.

'ઠીક, કંઈ નહિ. મારે તમારી સાથે વાત કરવી છે. દયાળજીભાઈ, સહેજ બહાર આવો ને તમારા જે ખેતરની વચ્ચે થઇને હું રસ્તો કરવા માગું છું તે

બતાવો. જૂઓ, હું મારા બગીચાને સમચોરસ કરવા માગું છું તેમાં તમારા ખેતરનો કટકો વાંક પાડે છે.' ઇનામદાર બોલ્યા.

'એ ખેતર મારૂં છે એ વાત સાચી, પણ આપને જરૂર હોય તો લઈ શકો છો. એના જેટલી કિંમતનો જમીનનો કટકો બદલામાં આપો અથવા બીજે કોઈ રસ્તે એટલી કિંમત વાળી આપો તો મને વાંધો નથી.'

ઇનામદાર થોડીએક ક્ષણ શાંત રહ્યા પછી બોલ્યા, 'ઠીક, હવે ખતમાં શું ભૂલ છે તે મને સમજાવશો ?'

'કેમ નહિ ? તમારા મામાના હાથનો લખેલો કાગળ મારી પાસે છે તે હું આપને બતાવું, એટલે એમના કહેવાનો શું અર્થ હતો તે સમજાશે. પણ ખત લખવામાં ભૂલ થઈ છે એટલે શેઠ કહે છે તે પ્રમાણે ભૂલનો લાભ લેવામાં આપે ચૂકવું ન જોઈએ.'

'તો મને લાગે છે કે તમારે ને શેઠને ખટખટ હશે. તમારે બેને કેમ નથી બનતું તે ખુલ્લા દીલે કહી શકશો ?'

'અમારા બે વચ્ચે કંઇ ભારે તકરાર નથી. વાત એમ છે કે શેઠની ને મારા ઘરની વચ્ચેની નેળ તથા આ સામે માતાવાળો ચોક, તે બંને શેઠને પોતાના

બગીચામાં ભેળવી દેવાં છે. પણ એ જમીન તો આખા ગામની મજિયારી છે ને વધારામાં આખા ગામનાં છોકરાં ત્યાં ભેગાં થઈને રમે છે. એમને કેમ કાઢી મૂકાય ?'

'ચાલો જો. એ જગા મને બતાવો. પેલી દેખાય છે તે જ ને?'

'જી, એજ.'

જ્યારે એ બંને માતાવાળા ચોકમાં પહોંચ્યા ત્યારે શેઠે એમને જોયા ને એ ઉતાવળા પગલે ત્યાં આવી પહોંચ્યા. દયાળજીભાઈ ઇનામદારને સત્ય વાત કહી દેશે એથી શેઠ ગભરાયા.

'જે જગાની તમે વાત કરો છો તે આ જ ને, દયાળજીભાઈ ?' ઈનામદારે પૂછ્યું.

'હાજી, એજ.' શેઠે વચમાં માથું માર્યું, 'પણ એની તકરાર શું ? આપની ઈચ્છા હોય તો ભલે એ બધી જગા ગામલોક વાપરે. હું એના ઉપરથી મારો બધો હક ઉઠાવી લઉં છું.'

'પણ શેઠ, જે જગા તમારી નથી તેના ઉપરથી તમે કેવી રીતે હક ઉઠાવો છો ? ને એ જગા તમારી નથી એ મારા નકશા ઉપરથી બતાવી શકીશ. આ જમીન તો કેટલાંય વરસ ઉપર મૂળ ઇનામદારે ગામ-

લોકને બક્ષીસ કરી છે. ને આ નેળ તો જમીન આપી ત્યારે બેઉ બાજુથી થોડી થોડી જમીન કાઢીને બનાવી છે.'

'જી, આપને બરાબર ખબર હશે.' શેઠે કહ્યું. એમને હવે ઈનામદારની બીક લાગી હતી અને દયાળજીભાઈના દેખતાં આમ ભોંઠા પડવાથી ગુસ્સે થયા હતા.

'તો આ જમીન મૂળ હતી તેમ ગામનાં છોકરાં માટે અબાધિત રહે છે.' ઈનામદાર બોલ્યા.

દયાળજીભાઈએ નીચા વળીને નમસ્કાર કર્યા, જે એ ભાગ્યેજ કરતા. ગામનાં છોકરાંને પોતે આનંદ-દાયક સમાચાર આપી શકશે એ વિચારે એ હર્ષમાં આવી ગયા.

'અને શેઠ, તમે મને જોવા માટે ખત મોકલ્યું હતું, નહિ?' શેઠના ભણી ફરીને ઈનામદાર બોલ્યા.

'હા જી. પણ હું ધારૂં છું, કે એથી ભલા ખેડુતના હકમાં નુકસાન ન થવું જોઈએ.'

'ના, મુદ્દલે નહિ. ને એ જમીનને બદલે હું એને બીજી જમીન આપવા માગું છું. એની પાસે મારા મામાના હાથનો કાગળ છે, જેના ઉપરથી સ્પષ્ટ જણાય છે કે એમના કહેવાનો શું અર્થ છે. ખત લખવામાં

ભલે ભૂલ થઈ. મારે હાથે હું કોઇને જાણીબૂઝીને અન્યાય કરવા માગતો નથી.'

'જરૂર. પણ ખતમાં ભૂલ હોય તો એનો લાભ લેવો એ ખોટું નથી.' શેઠ વળી બોલ્યા.

'તોપણ મને વાંધો નથી. તમારા શબ્દે જ હું તમને ન્યાય આપીશ. તમે મને દયાળજીનું ખત મોકલવાના હતા, પણ તમારો દીકરો મને એકને બદલે બીજું ખત આપી ગયો છે. એ તમારૂં છે ને એમાં એક ભૂલ છે.'

'મારા ખતમાં ભૂલ !' શેઠ ચમકીને બોલ્યા.

'હા. જૂઓ આ ખત. એમાં રીતસરની સહી જ થઇ નથી.' ખત કાઢીને ઈનામદારે શેઠને બતાવ્યું.

'પણ તમે ભૂલનો લાભ જરૂર નહિ લો. તમે તો ઉદાર છો.' શેઠ બોલ્યા. એક ક્ષણે પોતે ભૂલનો લાભ લેવાની ઇનામદારને સલાહ આપતા હતા તે આ પળે વીસરી ગયા.

'જરૂર. તમે જે રીતે આ પ્રમાણિક ખેડુતનો લાભ લીધો હોત તેમ નહિ. તમને તમારી મીલ્કતની પૂરી કિંમત આપવામાં આવશે, ને તે એકજ શરતે, કે એક મહીનામાં તમે અહીંથી બીજે ગામ જાઓ.'

હવે પ્રત્યુત્તર વાળવો ફોકટ છે એમ સમજીને શેઠ પાછા ફર્યા ને ચાલતા થયા.

૧૪

## જમનાની વરસગાંઠ

'તમે હિસાબ રાખો છો, નહિ ? ને તમારા અક્ષર પણ ચોક્ખા ને મરોડદાર છે, ખરૂં ને ?' દયાળજીભાઈના ઘર તરફ પાછા ફરતાં ઇનામદારે પૂછ્યું. 'મને યાદ છે તે પ્રમાણે થોડા દિવસ ઉપરજ તમારી દીકરીના હાથનો ઘીનો હિસાબ મેં જોયો હતો. તમે એને શીખવો છો ?'

'ના જી. મેં શીખવ્યું એમ કેમ કહી શકાય ? એજ એવી ચકોર છે કે એકવાર આપણને કરતા જૂએ એટલે બસ. શિયાળાની લાંબી રાતે કે ઊનાળાના લાંબા દહાડે નવરા બેસીએ ત્યારે ઘડી બેઘડી એ શીખવા મારી પાસે બેસે.'

'એના દેખાવ ને વાતચીત ઉપરથી એ સુશિક્ષિત લાગે છે, ને એના વર્તન માટે તો તમારે ને એની માએ મગરૂર થવા જેવું છે.'

'આપ બહુ ભલા છો. આમ બોલવામાં આપ આપની ખાનદાની બતાવો છો.' આનંદમાં આવી ગયેલો જમનાનો બાપ બોલ્યો.

'પણ શબ્દોમાં જ હું મારી ભલાઈ સમાવી દેવા માગતો નથી. જૂઓ, તમે તમારા કુટુંબમાં માનીતા છો, એમ પ્રસંગ પડયે તમે અમારા ઘરમાંય માનીતા થતા જશો. મારે કોઈની ગુલામી જોઇતી નથી. મારે તો પ્રમાણિક ને મહેનતુ માણસ જોઇએ છે. તમને વાંધો ન હોય તો તમે અમારી જમીનનાં સાંથ ભાડાં ઉધરાવવા રહો. ને મને આશા છે કે તમે ના નહિ પાડો.'

'તો કદીએ મારા તરફથી આપને નિરાશ થવાનું કારણ નહિ મળે.' ઝળકતા ચહેરે દયાળજીભાઈ બોલ્યા.

'ને હજી તમે અહીં જ છો?' એમ પ્રશ્ન પૂછતા ઇનામદાર દયાળજીના ઘરમાં દાખલ થયા ને એમનાં બહેન જે જમનાને વીંટી પહેરાવવાનો પ્રયત્ન કરતાં હતાં ત્યાં જઇને ઉભા.

'એ જમનાને ભેટ આપવાની છે. પેલી દસની નોટ એણે પોતાને માટે રાખી મૂકી ન હતી. મેં ગંગાબાઈને પૂછી જોયું તો કહે, એ નોટ તો દયાળજી-ભાઇને બદલે જનાર માણસ માટે ભેગા થતા પૈસાના

ભંડોળમાં ગઈ. પણ હવે જમના કે ગંગાબાઈ આ વીંટીની ના નહિ પાડી શકે. ને મેં સાંભળ્યું તે પ્રમાણે આ વર્ષે ગરબો પોતાને માથે લેવાને બદલે જમનાએ તેની માંદી માની સારવાર કરી છે. ને હવે તો ગંગાબાઈના ગાલે પણ રતાશ ચઢવા માંડી છે.' વસંતબહેન ન જવાનું કારણ સમજાવવા લાગ્યાં.

'હા જી. હવે તો હું તદ્દન સાજી થઈ ગઈ છું. આનંદને લીધે જ મારી તબિયતમાં એકદમ સુધારો થઈ ગયો.'

'જમનાની વરસગાંઠ પાંચ દિવસ પછી આવે છે નહિ, ગંગાબાઈ? તે દિવસે મારા ભાઇ આખા ગામનાં બાળકોને માતાવાળા ચોકમાં ઉજાણી આપવાના છે.' વસંતબહેન બોલ્યાં, 'ને તે દિવસે બધાં મિત્રો સાથે તને રમતાં આનંદ થશે, નહિ જમના? આ નવરાતરમાં તારે ઘેર કામ કરવા રહેવું પડયું હતું. હું એ બધાં બાળકોને કહેવાની છું કે જમનાના ભલા સ્વભાવને લીધેજ આ માતાવાળો ચોક ગામની માલીકીનો હતો તે ફરી સાબીત થયો છે. ને જમના, તારે તારાં મિત્રો માટે કંઇ માગવું હોય તો છૂટ છે.'

'મારી માગણી એકજ છે, ને એ રાધા માટે છે.' માના ભણી જોતાં જોતાં જમનાએ કહ્યું.

'હું રાધાને ઓળખતો નથી, એટલે હવે મારી પાસે કંઈ?' હસતા હસતા ઈનામદાર બોલ્યા.

'વસંતબહેન, તમે એને જોઈ છે એમ મને યાદ છે. એ બહુ સારી છે.' ગંગાબાઈ બોલ્યાં.

'ને હાથની બહુ ચોકખી છે.' જમનાએ ઉમેર્યું. 'એની માએ સાંભળ્યું છે કે આપ કોઈ છોકરીને રાખવાનાં છો.'

'તો એને રાખીશું. રાધાને કહેજે, કાલે સવારે અમારે બંગલે આવે. અરે, તું જ એની સાથે આવજે. અમારી કામ કરનારી બાઇને તારી મદદની સહેજ જરૂર છે. લો રામરામ.'

'રામરામ.'

* * *

'હવે આ વખતે પેલો બુઢ્ઢો ગવૈયો અહીં હોય તો કેવું સારૂં! એ ફરી પાછો આવતે વર્ષે અહીં આવશે ત્યારે આપણે એના પૈસા આભાર સાથે પાછા વાળી શકીશું ને જીંદગીભર એના ઋણી રહીશું.' દયાળજી બોલ્યા.

'હા.' જમના બોલી, 'ને ફરી આવશે ત્યારે મારા રાજારામને એમની હથેળીમાં બેસાડીશ ને મારી મેનાને એના ખોળામાં સૂવાડીશ.'

'ને એ વખતે પેલું ગીત ગવડાવીશું.' ગંગાબાઈ બોલ્યાં, 'ક્યાં ગયું એ ગીત? હજી તો મેં પૂરૂં વાંચ્યું ય નથી.'

'એ તો રાધા લઈ ગઈ. પણ આ લઈ આવું.' કહેતી જમના દોડી.

માતાના ચોકમાં છોકરાંના ટોળા વચ્ચે ઉભેલી રાધા 'જમનાનો વિલાપ' ગાઈ સંભળાવતી હતી.

'શું સરસ કવિતા છે ! પણ એનો ઢાળ તો અહાહા !' ભીમો બોલ્યો, 'ને હું વસંતબહેનને પૂછી જોઈશ કે શરત્‌દુસવ પછી એ બુઢ્ઢો ગવૈયો ક્યાં ગયો. ને બને તો એને શોધી કાઢે ને જમનાની વરસગાંઠને દિવસે અહીં લાવે. તે આપણને બધાંને અહીં આ વડની ઘોરગંભીર ઘટા નીચે એ ગીત ગાઈ સંભળાવે.'

* * *

દયાળજીભાઇને ઈનામદારે જાગીરની જમીનનાં સાંથભાડાં ઉઘરાવવા રાખ્યા હતા ને કાળીદાસ શેઠ એક મહીનામાં બીજે ગામ જવાના હતા એ શુભ સમાચાર આખા ગામમાં થોડી વારમાં ફેલાઈ ગયા.

ઘેરઘેરથી ખેડુતો ને એમની બૈરીઓ દયાળજીભાઇ ને ગંગાબાઈને મળવા નીકળી પડી. માતાવાળા ચોકમાં છોકરાંનું ટોળું ધીમે ધીમે વધતું જતું હતું. જમના અને તેની બહેનપણીઓ સર્વે મળી આનંદ કરી રહી હતી.



બાળકો માટે જ બાળકોના જીવનના અભ્યાસીઓના

સંપૂર્ણ સહચારથી પ્રસિદ્ધ થતી—

# બાલ પુસ્તકમાળા

: સંપાદકો :

ઇન્દુપ્રસાદ ભટ્ટ : મણિલાલ ઠાકર

: વ્યવસ્થાપક :

જીવનલાલ અમરશી મહેતા.

વરસમાં ૬ પુસ્તકો

આવડાં જ ૫૦૦ થી ૬૦૦ પૃષ્ઠ.

સુન્દર છપાઇ : : સુન્દર પ્રસંગચિત્રો

વાર્ષિક લવાજમ : રૂ. સવા બે (પોસ્ટેજ સાથે)

ત્રણ વર્ષના : સામટા પહેલથી : રૂ. સાડા પાંચ.

આજે જ ગ્રાહક થાઓ અને નીચે નામ નોંધાવોઃ

જીવનલાલ અમરશી મહેતા

પીરમશારોડ, અમદાવાદ.

જીવનલાલ એન્ડ સન્સ

૩૯૪, કાલબાદેવી, મુંબઈ-૨

# વાતબહેનનાં

બાળ પુસ્તકમાળા

પુસ્તક ૧



કીમત ૦-૮-૦

ઇન્દુપ્રસાદ ભટ્ટ.

મણિલાલ ઠાકર.

# વાત બહેનાં

ભાષા-શૈલી-વસ્તુના વાર્તામાં ગૂંથેલા
કેટલાક સુન્દર નમુના.

:: લેખકો ::

: ઈન્દુપ્રસાદ ભટ્ટ : :      : : મણિલાલ ઠાકર :

બાલસાહિત્યના આચાર્ય ને અધ્વર્યુ શ્રી
ગિજુભાઇએ એનો આમુખ લખ્યો છે.

કેટલાંયે બાળકોના શ્રવણમાંથી આ વાતો પસાર થઇ ચૂકી છે. કેટલાંયે બાળકોએ એને કંઠસ્થ કરી છે. કેટલાંયે બાળકોએ સુંદર બાલભાષામાં એનાં શબ્દચિત્રો રચ્યાં છે.

## : સચિત્ર સોળ વાતોનો સંગ્રહ :

| | |
|---|---|
| ૪ પરીકથાઓ | ૨ બાળવાર્તાઓ |
| ૪ લોકકથાઓ | ૨ બાળ નવલિકાઓ |
| ૩ શબ્દ નવલિકાઓ | ૧ નર્મકથા |

એન્ટિક કાગળ : સુંદર છપાઇ : સુંદર ૫ ચિત્રો.

છૂટક માટે કિંમત : આઠ આના.

બાલ પુસ્તકમાળાનું લવાજમ રૂ. સવાબે.

બાલ પુસ્તકમાળા : પુસ્તક ત્રીજું

# ઇંદિરાને પત્રો

રાષ્ટ્રપતિ જવાહરલાલ નહેરૂએ પોતાની દીકરીને લખેલા ૩૧ પત્રો.

જવાહરલાલ નહેરૂએ પોતાની દસ વરસની નાની પુત્રીને આ પત્રોમાં ઐતિહાસિક કાળ પહેલાંના સમયની પૃથ્વીની, કુદરતની, પ્રાણીઓની, મનુષ્યોની, સંસ્કૃતિની, ખેતીની, શહેરોની, દરિયાઇ મુસાફરી ને વેપારની, ભાષા–લેખન–સંખ્યાની, રાજા–ધર્મ– મંદિરોની વાતો અને ઇતિહાસ સમજાવ્યો છે.

આમાં આવા ૩૧ પત્રો છે. કેટલાંક ચિત્રો પણ છે.

બાળકો આવા અઘરા વિષયો સમજીને સહેલાઈથી એ વિચારો પચાવી શકે એવી સરળ એની ભાષા છે. મોટાંને પણ આવું સાહિત્યજ્ઞાન ગૂજરાતી ભાષામાંના એક જ પુસ્તક પરથી મળવું મુશ્કેલ છે.

પ્રસંગ અને વસ્તુને અનુરૂપ ચિત્રો પણ આપ્યાં છે.

કિંમત આઠ આના.

